વિભૂતિ[1] મય પ્રભુ કમળ ધારો છો જળ તત્વો મય શંખ અધારી
તેજ તત્વ મય ચક્ર સુદર્શન ખડ્ગ ધરો નભ મય ગિરિધારી— મંગલ.
ધર્મ રૂપ ચામર પ્રભુ સમીપે યશમય વ્યજન[2] મહા સુખકારો
અષ્ટ સિદ્ધિઓ દ્વારપાલ છે દામોદર જય જય બલિહારી— મંગલ.

---

## સત્ સંગ.

### સોરઠ—ત્રિતાલ ૧૩

અરે મન કર સાધુનો સંગ—
પરમ જ્યોત પ્રકટાવે અંતર પુનિત બનાવે અંગ. અરે.
સ્નેહ સુગંધ સકળ પસરાવી સાત્વિક ભરશે રંગ. અરે.
હૃદય વિકાસ સદા કરશે એ પ્રગટે પૂર્ણ ઉમંગ. અરે.
સત્ય અને મીઠાં વચનોથી કરે કુટિલતા ભંગ. અરે.
નૈતિક બળને અધિક વધારે અર્પિ જ્ઞાન જળ ગંગ. અરે.
દામોદર ગુરૂ સંગ થવાથી થાય પ્રભુ મય અંગ. અરે.

---

## સુખમય. સંસાર—૧૪

### ભૈરવી ત્રિતાલ.

કાશીમાં પણ ગવાય છે—

અમારી નજર મહિં છે સુખમય આ સંસાર.. ૨.
લેશ નથી મારા અંતરમાં કલેશ તણો આભાસ.
જ્યાં જ્યાં નજર કરશું ત્યાં ત્યાં નિરખું હરિનો વાસ. અમા.

---

૧. ઐશ્વર્ય વીર્ય યશ શ્રી જ્ઞાન વૈરાગ્ય એ છ ઐશ્વર્યરૂપ વિભૂતિ.
૨. વીંઝણો. ( પંખો )

વચન કઠોર નથી આવડતાં પરનિંદા નથીપાસ.
સકળ જનોને વંદન કરવા મનપામે ઉલ્લાસ. અમા.
જેમાં દુઃખ જગત નિરખે છે તે મારે સુખરૂપ.
પરમાનંદ અધિક બનવાથી બનું ભૂપનો ભૂપ અમા.
ધર્મ અમારો કૃષ્ણ ભજન છે માગું વ્રજમાં વાસ
અર્થ અમારો પ્રભુ ચરણરજ એ રજની અભિલાષ. અમા.
કામ અમારો કૃષ્ણ વિરહથી વ્યાકુળ બહુ મન થાય
મોક્ષ અમારો દામોદરનાં. દર્શન એજ ગણાય. અમા.

---

## હોરી-( કાફી ) ૧૫.

પ્રભુ તેજ ઉરે ઝળકાવો નખચંદ્ર છટા પસરાવો. તેજ ઉરે.
મંગળ મય પ્રભુ આપ સદા છો મંગળ નાદ સુણાવો
મંગળમય કર અમશિરપર ધરી. મંગળ કૃત્ય કરાવો
અમારૂં હૃદય ખિલાવો, તેજ ઉરે.
પંગુ અમે પણ. ઉચ્ચ શિખરપર આપ બળેથી ચડાવો
દૂષિત પવન ઝપાટેથી પડતાં આપ સદાય બચાવો
અમારૂં કુશળ કરવો. તેજ ઉરે.
સત્તા દિવ્ય વધારી તમારી બુદ્ધિ અમારી વધારો
પરમ પુનિત સહુ કામ કરાવી યશ આપનો પસરાવો
સુમાર્ગ સદા દર્શાવો. તેજ ઉરે.
આપ ચરણમાં વરીએ સદાએ ભાવ સદાય ધરાવો
સકળ જગતમાં નિરખીએ આપને દષ્ટિ સદા એ કરાવો
અહંકાર નિત્ય ભુલાવો. તેજ ઉરે.
શ્રી ગિરિધર આનંદ સમયમાં જય જય જય ઉચ્ચરાવો
પ્રગટ થયા આપ ભક્તને કારણ રૂપ હવે ન છુપાવો
દામોદરદ.સ બનાવો. તેજ ઉરે.

## એક આશ્રય. ૨૬

### આશા. ત્રિતાલ.

પ્રભુબિન કોઇ કામ ન આવે.—
અંતર નજર કરૂં છું જ્યાં હું ત્યાં સઘળું વિસ્મરણ કરાવે
મુજ દૃષ્ટિ શ્રી પ્રભુ મય થાતાં પ્રભુમય સહુ મુજ નજરે આવે. પ્ર.
આ દુનિયાનો અનુભવ થાતાં ક્ષુદ્ર સકળ પ્રભુ વિણુ દર્શાવે
પરમાનંદ ફક્ત પ્રભુમાં છે એ ચરણો મુજ મન ઉભરાવે. પ્ર.
અન્ય કશું ગમતું નથી મુજને શ્યામ ચરણ મુજ મન લલચાવે
નખમણિ ચંદ્ર છટા પસરાતાં મુજ ઉરનું ઘન તિમિર નિવારે પ્ર
સ્વયં જ્યોત મય બનાવિ મુજને કલેશ અને કંકાસ ભુલાવે
સદાનંદ મય સદા બનાવી દામોદર નિજ ધૂન જગાવે. પ્ર.

---

## પૂર્ણ દાનાર્થ પ્રાર્થના

### આશા ત્રિતાલ ૨૭.

ભક્ત સુદામા સમ ગણી અમને આપો તો અઢળક ધન આપો
આ દુનિયાની ગરજ તજાવી ભવનાં સંકટ સઘળાં કાપો. આપો.
અર્જુન સમ મુજ સખા બનીને આ મુજ રથનું રક્ષણ કરજો
ઇન્દ્રિય હયની લગામ ગ્રહીને વિપરિત ગતિ તેની પર હરજો. આપો.
અવર કશાની ગરજ ન મારે અંતરમાં નિજ ચરણ ધરાવો
એક ચરણ રજની છે આશા દામોદર પરિપૂર્ણ કરાવો. આપો.

---

## પરા પૂજા. ૬૮

### આશા ત્રિતાલ.

શી રીતે રીઝાવું પ્રભુને શી રીતે—
સુર સરિતા નિકળી જે ચરણથી તેને હું કયા જળથી નવરાવુ;
પરિમલ સકલો ત્પાદક જે છે તે પ્રભુને શું પુષ્પ ધરાવું ! પ્રભુ૦
પ્રેમ સુગંધી મય હરિ પાસે અન્ય ધૂપ હું કયાંથી લાવું ?
કોટિ સૂર્ય સમ કાંતિ જેની શું દીપક તે પાસ ધરાવું ! પ્ર૦
સકલ જગત પોષક શ્રી હરિને ભોજન કઇ રીતીનું દેવું ?
લક્ષ્મીજી છે જે ચરણોમાં તે ચરણે ધન ધરવું કેવું ? પ્ર૦
અનહદ મુરલી નાદ કરે તે પાસે કેવું ગાયન કરવું !
સકળ વેદને પ્રકટ કરે તે પ્રભુની પાસે જઇ શું ભણવું ? પ્ર૦
દામોદર શ્રીપ્રભુ રીઝવવા ફક્ત પ્રેમ રસથી નવરાવું.
સ્નેહ અમીરસથી પરિપૂરણ મીઠાં ફળનો ભોગ ધરાવું. પ્ર૦

---

૧ અવિનાશી. ૨ દેહરૂપ રથ.

# સુખરૂપ જગત.

## ધનાશ્રી ૧૯

આખવિના અંધારૂં રે—એ રાગ.

શ્રીહરિ મયં મન મારૂં રે, સદાય મારૂં શ્રીહરિ મય૦
તેથી જગ લાગે બહુ પ્યારૂં રે— સદાય૦

મારી નજરે જે આવે મને જે વિચાર આવે
તે બધામાં પ્રભુને નિહાળું રે— શ્રીહરિ૦

કોઇને બંધન કરનારૂં કોઇને દૂષણ દેનારૂં
મારે તો એ આનંદનું બારૂં રે— શ્રીહરિ૦

જગની કોઇ નિંદા કરશે કોઇ ક્લેશથી ટળવળશે
પણ મુજને લાગે પ્યારૂં પ્યારૂં રે— શ્રીહરિ૦

કોઇ ભલે દ્વેષ રાખે કોઇ ભલે સ્નેહ રાખે
સહુને હુ તો ગણું છું મારૂં રે— શ્રીહરિ૦

મારૂં જે હશે થનારૂં તે નથી કોઇ લઇ જનારૂં
શા માટે હું ગણું ખાટું ખારૂં રે— શ્રીહરિ૦

અંતરે હરિને વિચારૂં મુખથી હરિને સંભારૂ
-દામોદર શ્રીહરિ નિહાળું રે— શ્રીહરિ૦

———

# દિવ્ય દર્શન.

## ધનાશ્રી તથા ભીમપલાસી

### તાલ દાદરો. ૨૦.

દિવ્ય મૂર્તિ શ્યામની શી દૃષ્ટિએ તરી રહી. દિવ્ય૦
ગગન માંહી શ્યામ રૂપ વાયુ માંહીં વાયુ રૂપ
મુજ સમીપ એ હસંતી અંતરે વિલસી રહી. દિવ્ય૦
સૂર્યમાં પ્રકાશ રૂપ અનલ માંહી અનલ રૂપ
પૃથ્વી માંહી ભિન્ન ભિન્ન આકૃતિ મહિં રહી. દિવ્ય૦
એજ સદા નંદ શ્યામ. એજ મારૂં દિવ્ય ધામ
એજ માંહી સદા મારી વૃત્તિઓ રમી રહી. દિવ્ય૦
એજ બંસી નાદ કરી ઉર્મિઓ સચેન કરી
એજ રાસના વિહારિ સન્મુખ નાચી રહી. દિવ્ય૦

---

## સ્વયંપ્રકાશ—માઢ

### ગઝલ ૨૧.

એક તેજ જલે તુજ નયનનમે રસ રૂપ નિહાળી નમું હું નમું—એક
નભમાં નભરૂપ છવાઇ રહ્યો પ્રભુ તેજમાં તેજ સ્વરૂપ રહ્યો.
જલમાં સ્થલમાં સઘળે પ્રસર્યો રસ રૂપ૦ ૧
જય ઘોષ કરી નિજ બ્રહ્મ રૂપે રસસિંચન પૂર્ણ પસારિ રહ્યો
કર્યું અંતર તૃપ્ત અમીરસથી રસરૂપ૦ ૨
જગમાં જયમ સૂર્ય રૂપે વિકસો મુજ અંતર તેમ ઉજાસ કરો.
અમીથી ઝરતાં નયને નિરખો. રસરૂપ૦ ૩
પ્રભુતા પ્રભુતારી અગાધ ગણું નહિ પાર કદાપી પમાય વિભો.
દામોદર બ્બધ સદાગુણથી. રસરૂપ૦ ૪

---

## પ્રવાસીને સંબોધન ૨૨

માઢ તાલ દીપચંદી.

પ્રવાસી જાજે સદા તે દેશ જ્યાં હોય નહિં ભય કલેશ. પ્ર.
શૈત્ય ઉષ્ણુ જ્યાં છે નહિં જ્યાં છે નહિં અંધકાર.
સુખ કે દુ:ખ પણુ જ્યાં નથી જ્યાં હોય કશો નવિકાર. પ્ર.
સૂર્ય ચંદ્ર જ્યાં છે નહિ જ્યાં નથી અનલ વિકાસ.
જ્યાં અદ્ભુત તેજોમય તમને ભાસે પૂર્ણ પ્રકાશ. પ્ર.
મનવાણી પોચે નહિં નહિં નજરે જોવાય.
કોટિ ઉપાય ભલે કરો તો પણ ત્યાં ન જવાય પ્ર.
જ્યાં અવકાશ નથી કશો સ્વયં જ્યોત મય ચંદ.
આધિ બ્યાધિ જ્યાં નથી જ્યાં ન રૂપ રસગંધ પ્ર.
પાંખ કરી પરમાર્થની સત્ય ધર્મ ધરી હાથ.
આત્મ બળે ત્યાં પ્હોંચીને કરવો સુખમયવાસ પ્ર.
એ દામોદર ઘટ ઘટ વ્યાપી તોપણુ દુર્લભ દેવ
જો તેની સેવા કરશો તો સ્હાય થવાની ટેવ. પ્ર.

---

### માઢ ૨૩.

( વિષય વાત મમ માત તજીને કૃષ્ણુ ભજન તું કરવાદે. એ રાહ )
પરમ પુનિત મંગળકારક શ્રીકૃષ્ણુ ભજન તું કરવાદે.
હંસતણી જે ચાલ હોય તે શુદ્ધ ગતિથી ફરવાદે પર.
વિમલ સરોવર પાસ પાહવી શુદ્ધ મોતિને ચરવાદે
અનુચિત કામ તજાવી નિશદિન નિર્મળ સરપર તરવાદે. પર.
ભૂત દયા અંતર વરસાવી કષ્ટ વિશ્વનાં હરવાદે
દામોદર પ્રભુ પ્રેમભક્તિને અંતરથી તું વરવાદે. પર.

---

૨૪

( સુંદર શામળીયા નામ જપિશ એક તારું એ રાગ )

સદ્દગુણ વિણ સજ્જનો શીખ્યુ સર્વ નકામું   સદ્દ ગુ.
અંતર વિનય વિના શીખ્યુ સર્વ નકામું   સદ્દ.
ભલે ભાવથી ભાષણ કરીએ ડાપણુ વાળા થઇને ફરીએ
બીજાના ઉપદેશક કરિએ તો પણ સકળ નકામું   સદ્દ ૧.
અહોનિશ માળા હરિની જપીયે મહાન વૈશ્નવ જનમાં ખપીયે
વ્રત ઉપવાસો કરિને તપીયે તો પણુ સર્વ નકામું   સદ્દ ૨.
વસ્ત્ર ભભિક દારો ધરિ અંગે પુષ્પ સુગંધી રાખો સંગે
અલંકાર શુભ સજ્જે ઉમંગે તો પણ સકળ નકામું   સદ્દ ૩.
દાન ધર્મ ત્યમ તિર્થો કરીયે અનેક જનનાં કષ્ટો હરિએ
દામોદર ઉપકારક કરિએ તો પણુ સકળ નકામું   સદ્દ ૪.

---

૨૫

( પરદેશી સૈયાં ને હાલગાય કહ્યું કર ગયો એ રાગ )

હું હ્રદય ગગનમાં આનંદથી સદા વિકસી રહ્યો
જ્યોતિર્મય બનતાં ચંદ્ર સમાન હું ખીલી રહ્યો; નભમાં રહ્યો હું.
ઉંચે હું જેમ જાઉં આજું અણુથી અભેદ થાઉં
જૂદો હું નહિ જણાઉં તેજોમય હું ગણાઉં
પરમ તેજમાં છેક મળી હું ભળી ગયો હું મળી ગયો   હું હ્રદય.
વાયુમાં એ હરિ ભાળું તેજો મય એજ નિહાળું
ગગને ઘનશ્યામ ભાળું જળમાં પણુ એજ દયાળુ
પંચતત્વમાં બની કૃષ્ણુ મય ભળી ગયો હું મળી ગયો   હું હ્રદય.
જ્યાં જ્યાં હું નજર કરું છું ત્યાં ત્યાં હરિને નિરખુ છું
કર્ણ ધરું છું ત્યા હું બંસી ધુન શ્રવણુ કરું છું
બ્રહ્મ નાદમાં છેક મળી હું ભળી ગયો હું મળી ગયો   હું હ્રદય.

---

## સુદામાનું દિવ્ય ધામ.

### આશા ત્રીતાલ

હરિ એ ક્ષુદ્ર ભુવન નહિં મારૂં.
અંધકાર મય મલિનદરિદ્રી એ મંદિરને ગણિને મારૂં
અથડાયો ફોગટ બનિ મૂરખ દૂષિત એ ઘરને ગણિ મારૂં. હરિ.
હોય ભલે વિદ્યા પરિ પૂરણ પણ તે એ ઘર મહિં નકામી.
એ સમજણ ગુરૂ ગમથી પડતાં કૃષ્ણ ચરણમાં મતિ વિરામી. હરિ.
કૃપા કરી શ્રી કૃષ્ણ પ્રભુએ ગુરૂ ચરણનો બોધ કરાવ્યો
નેત્ર તિમર મારૂં સરિપડતાં પ્રકાશ દિવ્ય હૃદય પસરાયો. હ.
ક્ષુદ્ર ભુવનથી અલગ થઇ જ્યાં શ્રી હરિને ચરણે લપટાયો
ત્યાં નિજ મંદિર પ્રભુ એ સોંપી મિત્ર ભાવ પૂરણ પ્રગટાવ્યો. હ.
દિવ્ય તેજ ત્યમ સુગંધ પૂરણ ઉજ્વલ ભુવન પ્રભુએ આપ્યું
દિવ્ય વસ્ત્ર ભૂષણ આપીને મુજ લલનાનું સંકટ કાપ્યું. હ.
વિદ્યા સફળ હવે મુજ થાતાં પરમ પ્રેમ મુજ ઉરે છવાયો
દામોદર ચરણે લપટાતાં વિપ્ર સુદામા અતિ હરખાયો હરિ.

---

## મતિને સંબોધન.

૨૫

(વિષય વાત મમ માત તજીને કૃષ્ણ ભજન તું કરવાદે એ રાગ)

કલેશ સકળ તજી મન નિર્મળ કરી હરિનું ધ્યાન સદા ધરજે
સત્ય ધર્મને સમીપે રાખી તાપ વિશ્વના પરહરજે. કલેશ.
પ્રભુનું ધ્યાન ગણી જગ સેવા મગ્ન બની તેમાં ફરજે
શ્રીનાથ ગણી અમૃત મય જીવન અખંડ એ વરને વરજે. કલેશ..

---

૨૬

# ઉદ્યોગ[1] પ્રભાત.

## રાગ પ્રભાત બિભાસ તાલ ઝંપ.

છેક હિંમત નથી ધન નથી આસમય સાવ નિર્બળ પડ્યો હું બિચારો
વય નથી મારી ત્યમ વ્હાર નથી કોઇની થાય છે અંતરે એ વિચારો
વખત સારો નથી શું કરૂં હાય હું ખૂબ ખાતાં ખરે આમ ગોથાં
ઉદયનાં સાધનો આમ મળતાં નથી અસ્ત આવી પડે વાટ જોતાં
નજર પડતી નથી કામ કરતાં કશી છે ન સંયોગ સારો અમારે
છે પ્રતીકૂળ ઇશ્વર ખરે હાલમાં કોણ આ કષ્ટથી હાલતારે
મદદ મળતી નથી અન્ય જનની કશી શું કરૂં હાય હું એમ રોતાં– ઉદય૦
આધિને વ્યાધિઓ અધિક આવી પડે શરીર અસ્વસ્થ છે હાલ મારૂં
ઉંઘ આળસ બહુ અંગમાં છે ભર્યાં શું હવે અંતરે હું વિચારૂં
સમજ પડતી નથી કામ કરતાં કશી એમ કહિને બગાસાં ખવાતાં– ઉદય૦
સાર વેપારમાં હાલમાં છે નહિ છેક નાદાન તેથી થનારો
કરમ છે કઠણ ત્યમ હાલ મારાં બહુ ઉદય તેથી ન મારો થનારો
વગ નથી સરસ ત્યમ દેશ સારો નથી આમ કલ્પાંતમાં દિવસ ખોતાં– ઉદય૦
કામ પુષ્કળ હતું આજ મારે ખરૂં પણ મજા લાડવા ખૂબ ખાવા
એ મઝામાં ગયો સકલ હું વીસરી શું કરૂં હાલ હું શ્રેય થાવા
હાય ખોટું થયું સમય ફોકટ ગયો મુખ થકી ફક્ત એવું કહેતાં.– ઉદય૦
હામ હૃદયે ધરો ક્લેશને પરહરો શુદ્ધનિજ હૃદયમાં કરિ વિચારો
ઉંઘ આળસતજો સદ્ગુણોને સજો સકળ ફેલાવવા શુભ વિચારો
વખતછે સુખદ સામ્રાજ્ય આવું થતાં દિવસ ગાળો નહિં છેક રોતાં–

---

[1] સં. ૧૯૫૮ના માર્ગશિર્ષ સુ. ૪ રચ્યુ અને આર્યધર્મ પ્રકાશ માસિકમાં છાપ્યુ.

ઉદયનાં સાધનો નીજ મળશે સદા. અસ્ત આવી પડે વાટ જોતાં
સબળ ઉદ્યોગજો સાધશો ખંતથી તો ન ઇશ્વર પ્રતીકૂળ ધારો
સંપ હથિયાર જો સબળ કરશો ગ્રહણ તો થશે હિંદનો બહુ સુધારો
આમ કરતાં મળે મદદ સહુ લોકની મલિન નિજ હૃદયને છેક ધોતાં– ઉદય૦
જેમ ખંતી થશો તેમ પડશે સમજ ઉંધને સાવ દેશો વિસારી
સાર છે આપણા અંગમાંહી ભર્યો તે કરો પ્રગટ આળસ વિસારી
ખાનને પાનમાં સમય ખોશોનહિં થાઓ તૈયાર નિજ ઉદય જોતાં– ઉદય૦
હોય સંકટ ગમે તેમ નડતાં ભલે તોય તેની ન દરકાર કરતાં
સજ્જ થાઓ ખરા ખંતથી અંતમાં ઉદયનો પૂર્ણ વિચાર કરતાં
યત્ન કરશો કદી પૂર્ણ હિંમત ધરી અંગમાં શૌર્ય નિજ ખૂબ ધરતાં– ઉદય૦

## ઐક્ય[1] ધ્વનિ.

### ૨૮

### આશા, ગોડી તાલ દીપચંદી.

અરે મિત્ર માનથી ક્યમ કરી લડીયે
સ્નેહ રૂપી અમૃત રસ ભરીયે– અરે૦
નિત્ય પરસ્પર ગણિ મિત્ર માનો હિત ચિંતક થઇ કરિએ– અરે૦
આ તન પુષ્પની વલ્લી ગણીને શુભ રીતે તે ખિલવિએ– અરે૦
પ્રિય વચનો મય સ્વાંત સુધાને સિંચવું [2]જીવન ગણિએ– અરે૦
કલેશ [3]રવિકર અલગ કરીને અંતરથી અનુસરીએ– અરે૦
અનુકુળ વિનય પવન પસરાવી ઠીક કરીને ખિલવિએ– અરે૦
પસરે સંપ સુગંધ અધિક જ્યમ તે ક્રમને ન વિસરિએ– અરે૦
દામોદરની અરજ સ્વિકારી અંતરમાં નિત્ય ધરિએ– અરે૦

---

૧ આ કવિતા સં. ૧૯૫૨ ના વૈશાખ શુદ ૮ ને રોજ ઝંડુ ભટ્ટની આજ્ઞાથી જ્ઞાતિના સમાધાન માટે બનાવેલી. ૨ જળ ૩ સૂર્યનો તાપ.

## તન્મયતા.

૨૯

### આશા.

પ્રભુ નિજ રૂપ બનાવે દિવ્ય તેજ ઉરમાં પસરાવે- પ્રભુ૦
એ તુજ સહજ અનંત દયા પ્રભુ અદ્દભુત એ ક્રીડન દર્શાવે
ક્ષણિક પાત્ર જીવન મય કરીને અંતર અમી રસથી ઉભરાવે- પ્ર૦
હૃદય ગગન ભેદક બંસી રવ ઉચ્ચ શિખર પર મધુરે સુણાવે
વૃત્તિ અનેક સચેત કરીને અંતરમાં શુભ જ્યોત જગાવે- પ્ર૦
સ્પર્શ કરી તું શીતળ કરથી પરમાનંદ હૃદય પસરાવે
અક્ષય સુખ અમને અર્પીને કર્કશતા મુજ દૂર કરાવે- પ્ર૦
અમૃત ઝરતી નજર કરીને પ્રેમાશ્રુ નયને વરસાવે
નાદ બ્રહ્મમાં લીન કરીને દામોદર મય જગત બનાવે- પ્ર૦

---

## કારૂણિક ઉપાસના.

### ગઝલ.

૩૦

અહો જગનાથ મમ સ્વામી સદા હું દાસ છું તારો.
નથી જગમાં અવર આશા પકડ કર આજ તું મારો.- અહો.
ઘણું દીઠું ઘણું દેખું ઘણું કીધું ઘણું કરવું
સકળમાં સાર એ જોયો પ્રભૂ આખીર તું મારો- અહો.

દિવાનો નામ તુજ લેતાં દિવાનો ચર્ણ તુજ જોતાં
દિવાનો ધ્યાન તુજ ધરતાં હવે કરતું મને તારો.— અહો.
બિયાબામાં બહુ ભટકયો પ્રભુ તુજ ચર્ણથી છટકયો
હવે હું છું અધર લટકયો ભર્યો મેં પાપનો બારો— અહો.
દામોદર તું દયા કરજે અરજ મારી ઉરે ધરજે
અચાનક દુઃખ સહુ હરજે નહિ તો છે નહિ આરો.— અહો.

---

## નિજસ્વરૂપ.

### આશાવરી.

### ૩૩

કૃષ્ણ મને નિજ રૂપ બનાવે જળ હળ તેજ ઉરે ઝળકાવે.— કૃષ્ણ.
નાદ અનાહત શ્રવણ કરાવી આ દુનિયાં વિસ્મરણ કરાવે
એ મુરલીના મીઠારવ મુજ અંતરને અનહદ ઉભરાવે— કૃષ્ણ.
જ્યમ સૃષ્ટિ આ સકળ રચે ત્યમ. વૃંદાવન[1] અમઉર પ્રગટાવે.
દિવ્ય રાસનો ખેલ જમાવી શ્રી યમુના[2] અમ ઉરે વહાવે— કૃષ્ણ.
દિવ્ય તેજ અમઉર પધરાવી દુનિયાં સહુ નિજ રૂપ બતાવે
દામોદર[3] નિર્ગુણ છે તોપણ નિજ જનને શુભ ગુણ દર્શાવે— કૃષ્ણ.

---

૧ યોગમાયા મુપાશ્રિતઃ યોગમાયાનોઆશ્રય કરી સૃષ્ટિ કરે છે ને તેજ આશ્રયથી રાસ રચ્યો. ( ભાગવદ દશ. અ. ૨૯. ) ૨ પ્રેમ ભક્તીનો પ્રવાહ. ૩. નિર્ગુણ છતાં. દામ—ગુણ. ઉદરે—વિટાયેળ=દામોદર.

## ચરણ ભક્તિ.

### ૩૪

### ભૈરવી- તાલ. લાવણી-

( ભજમન રામ ચરણ સુખદાઇ- એ રાગ )—

ભજ મન કૃષ્ણ ચરણ સુખ દાઇ ભજમન શ્યામ ચરણ સુખદાઇ-
ઇનકે ચરણ કમલમે નિશદિન તુલસી રહી લપટાઇ
જાકે ચરણ રજસે નમ ગંગા જન હિત પ્રગટ બનાઇ- ભજ.
જય જય કૃષ્ણ કમલ દલ લોચન ભવ મોચન બરદાઇ
જાકે ચરણકી પરમ પાદુકા વિદુર રહે લપટાઇ- ભજ.
પ્રગટિક પુરન રૂપ નિરખ કે માત પિતા હરખાઇ
છુટે બંધ દ્વાર કલ તૂટે તાત ચલે પધરાઇ- ભજ.[1]
ગોપીજન વ્યાકુલ સબકીને સુંદર બેન બજાઇ
વૃંદાવન પ્રભુ પાવન કીને રાસ રમણ પસરાઇ- ભજ.
પરસ કરી કરી પૂત પૂતના ગઇ ઉત્તમ પદ પાઇ
ગોવર્ધન ધરી વ્રજ જન તારે ઇન્દ્રકી તોરી બરાઇ- ભજ.
કુંતી પુત્ર ભયે જબ વ્યાકુલ આયે તબ પ્રભુ ધાઇ
શિવ સનકાદિક મુનિ બ્રહ્માદિક નિગમનેતિયશ ગાઇ- ભજ.
ઐસે પરમ પુનિત પદ નિરખી પુલક નયન જલ છાઇ
દામોદર પ્રભુ ઉદ્ધવજીકી નિજ સુખ કરત બરાઇ- ભજ.

---

# આશાને ઉપાલંભ.

## રાગ. આશાવરી અથવા. ભૈરવી.

૩૬

આશા ક્યાં સુધી મનને નચાવે. — આશા.
અઘટિત ઘટનામાં જન મનને કેમ વૃથા લલચાવે— આશા ક્યાં.
ખલ પુરૂષોના કઠિન શબ્દને શ્રવણ સદૈવ કરાવે
હૃદયાશ્રુને અટકાવીને ખલને નમન કરાવે— આશા ક્યાં.
અધમા ચરણો યુક્ત જનોની શ્લાધા વૃથા કરાવે.
ત્યમ અધમાચરણોને માટે મનમાં ભૂત ભરાવે.— આશા ક્યાં.
સ્નેહ સુધાને અલગ કરીને નિંદિત પાઠ પઢાવે
પુનિત કર્મથી દૂર કરાવી વિપરિત પંથ ધરાવે.— આશા ક્યાં.
હૃદય કઠોર બનાવીને ત્યમ. અવર ધ્વંસ કરાવે
પુરૂષ છતાં લલનાને વેશે. નીતમ નાચ નચાવે— આશા ક્યાં.
મુર્ખ ધનિકના અપમાનોથી. નયને અશ્રુ સરાવે.
ગુરૂ જનની મર્યાદાનો પણ ત્યાગ સદૈવ કરાવે— આશા ક્યાં.
દામોદર પ્રભુ પદ પંકજ ને તેમ સદા વિસરાવે.
જો તું અલગ અનિશ તો અમને રાધા કાંત બચાવે— આશા ક્યાં.

---

खलो ह्लापाःसोढा कथमपि तदाराधन परैः
निगृह्यान्त बाष्पं हसित मपि शून्येन मनसा
कृत श्चित स्तंभः प्रहसित्त धिया मंजलि रपि
त्वमाशे मोघाशे किम परमतो नर्तयसिमाम् ॥

૧ ઉપર પ્રમાણેના ભર્તૃહરિ નીતિ શતકના શ્લોક ઉપરથી આ કવિતા બનાવી—

## જ્ઞાનો ધ્યાન.

### સોહિની—ઝુલણા છંદ--તાલ ઝંપ

૩૭

વિમલ સૌગંધ મય પવન પસરી રહ્યો સરસ ઉપવનમહિ બહુ વિચરતાં.
હૃદય ઉલ્લાસ મય આજ મારૂં બન્યું સૃષ્ટિ રચના હૃદય ઉપર ધરતાં–વિ.
ભ્રમર ગુંજાર પરિમલ ગ્રહી બહુ કરે મત્ત બની કુસુમ સુખરીત કરતા
વિચરતા નભમહીં ક્ષણમહિ કુસુમ મહિ એમ હું નિરખું ચોપાસ કરતા. વિ.
વિહગ કોકિલ પ્રમુખ. કુસુમ મય વૃક્ષપર મધુર મધુરે સ્વરે નાદ કરતા
વિવિધ આનંદ મય શાંતિ પસરી રહી ઉદિત માર્તંડનું. ધ્યાન ધરતા. વિ.

---

## સ્વાત્માર્પણ.

### સારંગ. ત્રિતાલ.

૩૮

પ્રભુ મારૂં જીવન એ બનિ આવે.
તલખે પરમારથ કારણ મન યાચક દર્શન ઉર ઉભરાવે– જીવન એ૦
શ્રી મદમાં લપટાઉં જરા નહિં દીન નિરખી કરૂણા લલચાવે.
યૌવનમાં અભિમાન તજાવી અંતર સુજ અમિરસ વરસાવે. જીવ૦
જગની સેવા ગણી પ્રભુ પૂજન દ્રવિતાંતર શાંતિ પસરાવે.
હૃદયાંત સ્થિત શ્રી દામોદર. મંગલ સ્મરણ સદાય કરાવે. જીવન૦

---

## પ્રભુને સ્વાત્માર્પણ.

### સારંગ.

૩૯

( ચાકર રાખોજી અમને ચાકર. એ રાગ )

ચરણે રાખોજી અમને ચરણે રાખોજી મુરલીધર ઘનસ્યામ- અમને
અમે ચાકર થઇને રેશું. અમને ચરણે રાખોજી.- ટેક
ચાકરી કેરાં દામ મહિં હું પ્રથમ ચરણ રજ માગું
મધુરો મુરલી નાદ સુણાવો એમાં મુજ મન લાગ્યું- અમને.
નિત્ય તમારૂં રટણ રહેને દર્શન માગું દેવા
ભક્તિ રસ ભરપૂર રહિને કરૂં ચરણની સેવા- અમને.
અમૃત ઝરતી નજરે નીરખો કરો હૃદયમાં વાસ.
શરણાગતને શરણે રાખો ગણી ચરણનો દાસ- અમને.
હવે અમારે કામ ન બીજું એક રટણ ઘનશ્યામ
દામોદર ગોવર્ધન નટવર આપ ચરણનું કામ- અમને.

---

## પ્રાર્થના.

### આશાગોડી તાલ દીપચંદી.

૪૦

તન બળ બુદ્ધિ વધારો વિશ્વંભર. તન બળ૦-
નિજ પર ભેદ રૂપી લઘુ મનને આપ સદૈવ નિવારો- વિશ્વંભર૦
સંપ સદૌષધ અર્પિ અહોનિશ શુદ્ધ વિચાર પસારો- વિશ્વં.
કુટિલ પણું પરિ ત્યાગ કરાવી સ્વાંત સદૈવ સુધારો- વિશ્વં.
વિદ્યા કુશળ બનાવી જનોને નિજ પુરૂષાર્થ વધારો- વિશ્વં.
સન્મતિ સબળ સમર્પિ કૃપાધન નિજ જન કષ્ટ નિવારો- વિશ્વં.
સૌખ્ય અનંત સમર્પું અમને એ અનહદ ઉપકારો- વિશ્વં.

સત્પથ પ્રેરક આપ બની હવે કરજો શુદ્ધ પ્રચારો— વિશ્વ.
પાલક આપ બની સહુ જનના અમૃત રસ સિંચતારો— વિશ્વ.
મમ યાંચાએ સફળ કરો પ્રભુ આશ્રય એક તમારો— વિશ્વ.
ભારત હિતૈષ સ્પૃહી દામોદર નમન કરે છે હજારો— વિશ્વ.

---

## ૪૨

## ભૈરવી તાલ ઝંપ.

આજ સહુ મળી ગીત ગાઓ ધન્યવાદ પ્રગટ કરી
અમીત બલ મય શ્રી હરીનું તેજ ઝળકાવો ઉરે— આજ.
જેનો સદા યશ ગાય છે ગાંધર્વ મુનિવર પ્રેમથી
એ શ્રી હરિના ચરણમાં નમજો સદા શુભ નેમથી— આજ.
કંદરો કે મંદિરો કે પર્વતોના શિખર પર
ઉન્નત પદે આરૂઢ બનિ પ્રભુને સ્તવે આનંદથી— આજ.

---

## સારંગ.

## સત્ય એજ ધન— તાલ હીંચ.

## ૪૩.

અમારે સત્યનો પ્રકાશ એજ નાણું
સત્યની આગળ રાજપાટ સઘળાં ધુળની સમાન હું તો જાણું
સત્યની ખાતર સ્મશાન વાસને વૈકુંઠ વાસ ઉર આણું અમારે.
ભૂત દયા એ હાર હીરાનો નીતિ જવાહીર જાણું
વિનય વિવેક એ જરિયન વસ્રો એજ મહિં અંતર હેરાણું અમારે.
રંતીદેવને ધ્રુવ પ્રહ્લાદ જેવા ભુપતિ થયા તે હું જાણું
રાજ વૈભવ સહુ તુચ્છ ગણ્યા તેનું સત્ય મહિં અંતર વિંધાણું અમારે.

---

[1]રાગ ઉપરનો ૪૪

હોય શું ભક્તિનાં ભાઇ નાણાં, અમે સાચી કમાણી કમાણા રે હે.
બાયડીને ચૂલો ને દીકરાને પાઘડી દીકરીનાં વાળશું આણાં
ભક્તિના સઘળા ઘાટ ઘડાવશું ભક્તિનાં ભરશું ભાણાં રે– હેંય શું–
ધ્રુવ અંબરીષને પ્રહ્લાદ જેવા થૈ ગયા રાવ રાણા
રાજપાટ સઘળાં તુચ્છ ગણ્યાં જેનાં ભક્તિથી દીલડાં વિંધાણાં રે– હેંય..
મોટા મુનિવર ધ્યાન ધરી એહા જ્યારે પૂરા હરિ રસથી ભિંજાણા
વ્રજ નારી ઘરબાર તજી ચાલી જેના દીલ પ્રેમ બાણથી ઘવાણાં રે– હેંય.

---

## વિષયને બદલે પ્રભુમાં પ્રેમ.

[2]કેદારો.

૪૫

પ્રીત કરી કોણે સુખ લીધું. પ્રીત કરી.
પતંગ પ્રીત કરી દીપકની અંગ તેજમાં લીન કર્યું
ભ્રમર પુષ્પમાં લીન થવાથી જીવન સંપુટ માંહી ગયું. પ્રીત.
લલનામાં તલ્લીન થવાથી ગર્ત[2] મહી ગજરાજ ગયો
મધુર નાદમાં મોહ થવાથી અકાળ મૃગનો નાશ થયો. પ્રીત.
રસના સ્વાદે મત્સ્ય તણો સંહાર થાય છે તે જોવું.
પ્રેમાધીન બની પશુઓ પણ પ્રાણ તજે ત્યાં શું કહેવું. પ્રીત.
પાંચે ઇન્દ્રિય વશ માનવની પણ એવીજ દશા થાશે
દામોદર ચરણે લપટાતાં જન્મમરણ બંધન જાશે. પ્રીત..

---

૧ કૃષ્ણ ચરિત્રનું આ ગાયન છે.

૨ હિંદીભાષામાં કેદાર રાગમાંજ સુરદાસજીએ બનાવેલ આવુંજ પદ છે અને તે આશરાના પદ તરીકે ગવાય છે. ૨ ગર્ત એટલે ખાડો.

# એકદિલ.

## માડ ગઝલ.

### ૪૭

( હઠ છોડ સખી ચલ સંગમેરે. એ રાગ )

યે ખલ્ક કી યારી અલગ કરકે ધનસ્યામમે દીલ મીલાનાં હૈ.
મન મંદિરમે ઇનકોં પધરાય યે પ્રેમકી પ્યાલી પિલાનાં હૈ– યે ખલ્ક ટે.
મેરી પ્રેમ ભમક ઉભરાય બહુ મેરા હાથો સે ખૂબ ખિલાનાં હૈ
ઇન નયનોકા પ્રેમ ધરી દિલમે યેહી નયનોમે નયન મીલાના હૈ– યે ખલ્ક૦
દિખ લાયકે યે દિલકી મતલબ યે જીગરસે જીગર યે દબાનાં હૈ
મેરા પ્રેમ પીયા શ્રી ગોવિંદશે મિલ મેરા દિલકા યે દર્દ બુઝાનાં હૈ– યે ખલ્ક૦
રહો દિનનાથ સદા મેરી પાસ તેરી બિન દિલ યે દિવાના હૈ
પિયુ મેહું ગરીબ ગરીબ નિવાજ તું મેહું નાદાન તું સ્યાના હૈ– યે ખલ્ક૦
પ્રભુ અર્જ ગુજારૂં એસીમે સદા વો અદાકર ગર્જ તું દાના હૈ
નહિં અન્ય કીસી પરવાર દામોદર મંદિર મેહિં બિઠાનાં હૈ– યે ખલ્ક૦

---

# શ્રી કૃષ્ણ વિરહ.

## પહાડી ગઝલ.

### ૪૮

કોઇ જાય રસીલે સ્યામસેં મેરી ખબર કરદે.
મેં ભૂખા યે ચરણ રજકા જીગરમેં વો ચરણ ધરદે– કોઇ.
મેં ઝાડું અપની પલકો સે પ્રભુકા પ્રેમ મંદિરકો
અહો બીજ નાથ શ્રી બ્રિજમેં ગુજર મેરા સદા કરદે– કોઇ.

ખડી હુંજ રાજધાની હૈ તલપ મેરી પુરી કરદે
યહી મેરી પરમ તૃષ્ણા અમીરસસે સફળ કરદે— કોઇ.
મે અજી હુ સદા વ્રજનાથ બેન્તે તુમ વાંહી જાનેકો.
તેરી એક મહેરબાની હો ઇધર ચાહે ઉધર કરદે— કોઇ.
દામોદર દાસ હૈ તેરા શરણમે હીં સદા રખલે
જૈસે વૃજ જન કીયે અપને વૈસે મુજકો સદા કરલે— કોઇ.

---

## મિત્ર[1] સંમેલન.

### ૪૯

### રાગ દેશ.

પિતા સન્મિત્ર મળ્યા છે તેની આજ વધામણી રે પિતા૦
સૂર્ય મિત્ર[2] જયમ પ્રકાશ આપે મિત્ર હૃદય અંધકાર કાપે
અમૃત રસ સિંચે પાતક સઘળાં હણિ રે— પિતા૦
હિતનાં વચન સદાય કહે છે ગુપ્ત વાત અંતરે ગ્રહે છે
ગુણને પ્રગટ કરે છે એવા છે મણિ રે— પિતા૦
તજે નહિં સંકટમાં પોતે જોઇતી વસ્તુ આપે ખંતે
એ સન્મિત્ર તણે પશે મમતા ઘણી રે— પિતા૦
એનાં સંકટ પૂરણ જોઇ જીવન પણ સહુ નાખું ખોઇ
પ્રાણતણી પરવા નહિ અંતરમાં ગણી રે— પિતા૦

---

૧ पापान्निवारयति योजयते हिताय गुह्यानिगूहतिगुणान्प्रकटी करोति ।
आपद्गतंचनजहाति ददातिकाले सन्मित्र लक्षण मिदं प्रवदंतिसंतः ॥
એ શ્લોક પરથી કવિતા કરી છે.

૨. સંસ્કૃતમાં સૂર્યને મિત્ર કહે છે.

## પ્રભુ ચરણે.

### ૫૦

( હું પ્રેમની જોગણ પ્રભુને શોધવા ચાલી એ રાહ
સદા ઘનશ્યામના ચરણે મહિં લપટાઇ જાઇશ હું
આનંદ મય બનીને સદા લપટાઇ જાઇશ હું- સદા૦
જ્યાં કલેશ કે સંતાપ નથી એમાં સમાઇશ હું
અદ્ભુત પ્રભુને ઓળખી તલ્લીન થાઇશ હું- સદા૦
એનો મધુર બંસી ધ્વનિ સુણીને ધરાઇશ હું
એતાનમાં બની મત્ત પ્રભુનાં ગાંન ગાઇશ હું- સદા૦
હરિ પ્રેમના અમૃત ઝરણથી તૃપ્ત થાઇશ હું
પ્રિય સંગની આનંદ સરિતા માંહિ નાહીશ હું- સદા૦
જેનું અચળ છે તેજ તેનું તેજ ઝીલિશ હું
એથી પ્રકાશિત પૂર્ણ બનીને ખૂબ ખીલિશ હું- સદા૦
આનંદ જે એમાં વરષે તે લઇશ પ્રેમે હું
બની કૃષ્ણ બ્રહ્માનંદ મય એવો જણાઇશ હું- સદા૦
અવિનાશિ સુખ જે તેમનું તે સકળ મેળવી હું
એ અચળ દામોદર પ્રભુમાં લીન થાઇશ હું- સદા૦

---

## દિવ્ય તાન.

### ૫૧

**ખમાચ.**

મને લગનિ લાગી છે એક તારી રે હરિ મને
અંતર જોયું બાહીર જોયું જોઇ વળ્યો હું બધે ફરી રે ફરી- મને૦
તારો પ્રકાશ હું સઘળે નિરખું પ્રેમથી વધાવું તને નયન ભરી- મને૦
જળમાં સ્થળમાં જોયું ગગનમાં જગ વ્યાપક તુજ છબી છે હરી- મને૦

મુજ અંતર પટ ખોલીને જોતાં મુરતી તારી છે મારા મનમાં ભરી– મને૦
નિદ્રામાં તુહીં જાગ્રતમાં તુહીં તુંજ રહ્યો મારી નજર ભરી– મને૦
અખંડ બ્રહ્મ વ્યાપક પુરુષોત્તમ રહું છું સદા તારૂં ધ્યાન ધરી– મને૦
પ્રેમ ગ્રથિત પ્રભુશ્રી દામોદર શરણ આવ્યો છું બહુ બહુ વિચરી– મને૦

---

## નિરોધ સ્વરૂપ.

### ૫૨

### હોરી તાલ દીપચંદી.

સખીરી શ્રી વૃજ સુંદર મોહન ખૂબ સતાવે
મોર મુગટ પિતાંબર ધરિને બનબન ધેનુ ચરાવે
બર જંગલમહિ મહી લૂંટીને ખાય અને ખવરાવે
ગોવાલણને ગભરાવે–મોહન ખૂબ સતાવે– સખી૦
આલી અચાનક યમુના કિનારે હસિ હસિ બેડું ચડાવે
તે પછી વિધ વિધ નખરાં કરીને પ્રેમ રસે નવરાવે
અમારૂં મન પીગળાવે—મોહન ખૂબ૦
કાન અમારી કેડે પડ્યો બાઇ લાજ અમારી તજાવે
ચીર હરિને કદમ ચડી બેસે રંગ નવા દરશાવે
બ્રહ્મમાં લીન કરાવે—મોહન ખૂબ૦
શરદ પૂનેમની રજની માંહી રસીયો રાસ જમાવે
અનેક રૂપ કરી અમ સાથે નાચી અમોને નચાવે
નિજાનંદ લીન કરાવે—મોહન૦
જેવું અમોને સતાવે કૃપા કરી તેવું સહુને સતાવે
પૂર્ણ પ્રકાશનાં દર્શન આપી પ્રેમ અંતર ઉભરાવે
દામોદરને મોજ ભાવે—મોહન૦

---

## સમય બળવાન.

### ૫૩

#### રાગ.

સમય કરે તે કોઇ ન કરશે તજ અંતરઅભિમાન—સદા મન તજ૦
માનવજન સહુ તુચ્છ બાપડા મોહ થકી બેભાન.
અહંકારમાં અથડાશે પણ ધાર્યું કરે ભગવાન—સદા મન તજ૦
નિર્ધન પણ ધનવાન બને છે ધનિક બને નાદાન
કાળ ચક્રની એજ ગતિ છે પણ નહિં ભૂલો ભાન— સદામ૦
સમય પરત્વે સહન કરે તે સત્ય ગણ્યો બળવાન
અમર નામ કરશે તે જગમાં પ્રભુ કરશે સન્માન— સદા૦
એક તાન કરી ને અંતરથી રાખો હરિમાં ધ્યાન.
દામોદરની દયા મેળવો કરિને અમૃત પાન— સદા૦

---

## એક પ્રભુજ રક્ષક.

### ૫૪

#### ત્રોટક છંદ તાલ પંજાબી ઠેકો.

–નારાયણ રખવાલ અમારો જખ મારે સહુ જગત બિચારૂં— ના૦
સૂર્ય ચંદ્ર મંગલ બુધ ભાર્ગવ શનિ રાહુનું જોર ઘણું રે
એક દયા ધન હોય સહાયક તો સઘળાને તુચ્છ ગણું રે— નારા૦
વિવિધ દશાના વિપરિત યોગે શિર પર કષ્ટ પડે કદી ભારી
શ્યામ ચરણમાં લીન થવાથી આખર રક્ષક થાય મુરારિ— નારા૦
કોપ કરે કદિ ભૂપ મહાત્યમ શત્રુ ભયંકર ઘાત કરે રે
હોય દયા જો શ્રી ગિરિધરની તો બધું જગત ભલે વિફરે રે— નારા૦
હોય મહા બળવાન જગતમાં પણ તે પ્રભુની પાસ બિચારો
–દામોદર નથિ પ્રભુથી બળિયું એ ચરણો મહિં લીન થનારો—નારા૦

---

## ૫૫

## ત્રોટક છંદ તાલ પંજાબી ઠેકો.

નારાયણ રખવાલ બને પછી તેને કોણ ડુબાવિ શકે રે- નારા૦
પ્રહ્લાદને અગ્નિમાં ફેંક્યો રંચ શરીર ન બાળી શકે રે.
ગજને પકડી ઝડે એંચ્યો પણ જળ મહિં નાહીં ડુબાડી શકે રે—નારા૦
દ્રૌપદીજીની ભરી સભામાં લેશન લાજ છુડાવિ શકે રે.
કૌરવ દળ ઉલટે પાંડવ પર કૃષ્ણ દયાથી ન મારી શકે રે- નારા૦
ત્યમ જંગલમાં શ્રી ધ્રુવજીને પ્રભુજી આવી ઉગારી શકે રે.
દામોદર એ હરિ ગુણ ગાશે તે હરિ ચરણ શમાઇ શકે રે- નારા૦

---

## પ્રેમ પુષ્પાંજલી. ૫૬

### વસંત તિલકા છંદ.

કર્મો કર્યાં નથી પ્રભુ સમીપે જવાનાં ને આચર્યાં નથી પ્રભુ સુખ સાધવાનાં
દૃષ્ટી દયા મય કરી સહુ દુઃખ કાપો ટાળો સદૈવ હરિ આપ સમગ્ર પાપો.
નિષ્કામ કર્મ કરવાં શુભને ગણાય ને નામના સ્મરણથી તવ ભક્તિ થાય
નામે સ્મર્યાં કર્યું ન શુદ્ધ કર્યો બળાપો ટાળો સદૈવ હરિ આપ સમગ્ર પાપો
ઇન્દ્રિ અને મન કદી વશમે કરાય તો આંતરીક સઘળાં પણ પાપ જાય
મેતો કશું નથી કર્યું બહુ થાય તાપો ટાળો સદૈવ હરિ આપ સમગ્ર પાપો
શ્રદ્ધા કદી ગુરૂ તણા ચરણે રખાય તો કૃષ્ણનો હૃદય માંહિ વિકાસ થાય
શ્રદ્ધા વિહીન બની પાપ કર્યાં અમાપો ટાળો સદૈવ હરિ આપ સમગ્ર પાપો.
મારો ન દોષ ગણશો ગણિ દીન દાસ જાણી સ્વભક્ત ધરજો ચરણોનિ પાસ.
દામોદર સ્તવનને ઉરમાંહિ થાપો ટાળો સદૈવ હરિ આપ સમગ્ર પાપો.

---

## શિખરિણી છંદ. ૫૭

બધી બાલ્યા વસ્થા. સમજણ વિના ફોગટ જતાં
યુવાવસ્થા માંહી યુવક જનની સંગ ફરતાં
ન સૂઝ્યું પ્રેમેથી. નરહરિ તણું ધ્યાન ધરવું
હવે તો ધાર્યું છે પ્રભુ ચરણમાં એક ઠરવું
અમે તો ધાર્યું તું સગ પણ બધાં સિદ્ધ ઠરશે
અનાયાસે આવી નિજ જન બધા સ્હાય કરશે
પરંતુ એ સર્વે અવર સમયે નિષ્ફળ ગયું
અમારૂં જેથી શ્રી હરિ ચરણમાં ચિત્ત પસર્યું—

---

## બેકદર[1] અષ્ટક ૫૮.

### શાર્દૂલ વિક્રીડિત છંદ.

બુદ્ધિ મંદ વિચાર શૂન્ય અતિશે જ્યાં દુર્જનો છે સદા.
સારા સાર વિચાર હીન જન જ્યાં ગ્લાની કરે સર્વદા.
સદ્બોધી સુવિચાર જ્ઞાન તજીને ઉન્માર્ગને જ્યાં જપે.
સારાને નરસા બધાય જગમાં ત્યાં એક ભાવે ખપે— ૧
શું સારૂં નરસું કદી પણ નથી તે જ્ઞાન જેને જરા.
જે ઉચ્છૃંખળ થૈ ફરે પ્રતિદિને જેવા દિસે વાંદરા.
એવા દૂર્જન લોક સર્વ મળિને જે જે સ્થળોમાં તપે—સારા૦ ૨

---

૧ આ કવિતા ઝંડુ ભટજી વૈદ્યરાજની આજ્ઞાથી ૧૯૫૩ ના જેઠ શુ. ૮ મંગળવારે બનાવી.

વિદ્યાવાન છતાં નિરંતર વદે વાણી સદા વાદમાં
ચાલે ખૂબ છળીમળ છટકથી અત્યંત ઉન્માદમાં
એવા દુર્જન લોક સર્વ મળિને જે જે સ્થળોમાં તપે—સારા૦ ૩

જ્યાં સર્વે કુટિલો મળી પ્રતિદિને નિંદા કરે પારકી
કોઇ રીત થકી બને અવરનું બૂરૂં ધરે એ વકી
બૂરૂં અન્ય તણું કશું કરિ પછી જ્યાં કામને આટપે—સારા૦ ૪

જે હોયે ધનવાન તોય પણ તે જાણે ન અન્યો તણાં
દુઃખોને કદિ નોકરો રવડશે કાર્યો કરીને ઘણાં
એવા શેઠ તણીકને રહી તપે જ્યાં સજ્જનો આતપે—સારા૦ ૫

છોડીને નિજરીત પ્રીત ધરિ છે જેણે સુધારા તણી
છોડી છેક વિવેક માત્ર તનને પોષે રીતેથી ઘણી
તેવા છે વસનાર જ્યાં પ્રતિદિને લજ્જા તજી પાદપે—સારા૦ ૬

નીતિ ન્યાય તણી ગતિ પણ કશી જાણે ન જે ભૂપતિ
એવા ભૂપ સમીપ દુર્જન વસી ચોરી કરે છે છતી
તેની તો દરકાર કંઇ નવ થતાં સન્માર્ગને જ્યાં ટપે—સારા૦ ૭

વાણી પૂર્ણ કઠોર નિત્ય વદશે વાંધે વિશેષે કરી
સારો ક્લેશ જમાવિને નયનમાં હાલાહલાદિ ભરી
જ્યાં તેઓ મળિને તતક્ષણ પછી અન્યોન્ય મિથ્યા શપે— સારા.૮

વાંધો વેધ વિરોધ સર્વ તજીને અન્યાયને આચરે
રાખી સંપ વિવેક પૂર્ણ મનથી આરાધનાં શ્રી હરિ
સત્કર્મો કરિને અહર્નિશ જનો સત્છાપમાં જ્યાં છપે
સારાને નરસા ખરે જગતમાં ત્યાં ભેદ ભાવે ખપે—· સા૦ ૯

———

## રાગ સોરઠ. ૫૯

### હરિગીત છંદ તાલ ગઝલ.

તારી શરણમાં આવિને આશા પછી કોની કરૂં ?
જોતો નથી તારી બરાબર અન્ય રક્ષક કોઇને
આવી અને યમુના કિનારે અન્ય જળાને શું કરૂં— તારી.
કદિ લાયકી મારી પ્રભુ નવ હોય તોય દયા કરી
મારી કરી અપરાધની શરણે ગ્રહો વિનતિ કરૂં— તારી.
પતીત પાવન આપને જાણી શરણ આવ્યો પ્રભુ
કર પકડીને મારો હરિ એ નામને કરજો ખરૂં— તારી.
જે નામના સ્મરણે મળે આનંદ દામોદર સહી
એવા પ્રભુને છોડિને હિત શીદને મારૂં કરૂં— તારી.

---

### રાગ ઉપરનો ૬૦

દેખો સહુ કરિ નજર આ દરબાર શ્રી હરિનો તમે
પૃથ્વી ગલીચો શોભિનો આકાશ મંડળ છે રૂડું
રવિ ચંદ્ર દીપક ઝગહળે તરૂવર બગીચો આ ગમે— દેખો.
ગિરિ ઝરણને વહતું જુવો પંખો પવન કેવો કરે
પુષ્પો સુગંધિત શોભિતાં પશુ પક્ષિઓ કેવાં ભમે— દેખો.
પ્રભુ ન્યાય કરનારો બરાબર તુષ્ટ રાખે સર્વને
રાજા અને જે રંક તે સહુમાં હળિ મળિને રમે— દેખો.
ભૂમી સકળ ઇનામ આપે નરક કેદ ગણાય છે
એ અકળ શ્રી હરિના ચરણમાં નિત્ય દામોદર નમે— દેખો.

---

# કૃષ્ણ વિરહ. ૬૨

માઢ.

એ પ્રભુ મારા વ્હેલા આવો રે મારૂં જીવન ફોગટ જાય— પ્રભુ.
આપનું રૂપ બતાવો અલૌકિક ચરણ તણો હું દાસ
સંગતિ ચાહું સદાય તમારી આપવિના હું ઉદાસ— પ્રભુ.
શ્યામ અમારા શ્રી કરૂણાધન જીવન પ્રદહો આપ
ક્રોધાદિક અમકાઇને બાળો ટાળો અમારા તાપ— પ્રભુ.
સ્વપ્નમહિં હરિ આપ મળોછો જાગું ત્યાં પણ આપ
આંખની આગળ આપ રહોછો આપવિના સંતાપ— પ્રભુ.
વ્હાલા આપ વિયોગ દયાળુ સહન જરાનહિં થાય
ચરણ મહિં હું શીષ ઝુકાવું થાવું ધરે તે થાય— પ્રભુ.
દર્શન વિણ હું જોગી બનુંછું પ્રેમ અમારો દેશ
કૃષ્ણ ચરણનું દર્શન થાતાં બદલાવિશ હું વેશ— પ્રભુ.
પ્રેમની દોરી પાતળીછે તૂટે જો બહુ ખેંચાય
તૂટયા પછી જો સાંધીયે તો તો ગાંઠય મહિં પડી જાય— પ્રભુ.
દામોદર પ્રભુ પ્રાણ ગયા પછી મળવાથી શું થાય
લોઢાની પ્રભુ માટી થયા પછી પારસનો ન ઉપાય— પ્રભુ.

## સર્વજીત વીર કોણ ?

### ભૈરવી ૬૨.

રણમાં વિજય કરે તે વીર કદી ન ગણાય
પણ ઇન્દ્રિયનો વિજય કરે તે મહાન વીર ગણાય. રણ. ટે
વિદ્યા સંપાદન કરવાથી પંડિત નહિં થવાય,
પણ ધર્માચરણો કરવાથી પંડિત નામ ધરાય- રણ.
કેવળ મીઠાં વચન વદે તે મોટો નહિં ગણાય,
પણ સેવક જે બને જગતનો ને જગમાં પૂજાય- રણ.
દાન કરે પણ દયા નહિં તો તે નાદાન ગણાય,
અમી નજર કરી દાન કરે તે દાનવીર લેખાય- રણ.
કપટ ધરી મન પ્રભુ ભજનથી તુષ્ટ કદી નહિં થાય,
દામોદર નિર્મળ મન થાતાં હરિનું મન હરખાય- રણ.

---

## આત્મ નિવેદન ૬૩.

### ભૈરવી આશા. ( ગમે તે રાહ )

નાથ મુજ શરણા ગતને તારો,
ત્રણ લોકના છો પ્રતિપાલક તાર્યા ભક્ત હજારો- નાથ૦
અનાથના છો નાથ કૃપાધન હું છું દાસ તમારો,
કર્મહીન અજ્ઞાની હું છું અહર્દિન કર્યા વિચારો- નાથ૦
પૂર્ણ પતીત બનેલો હું છું પ્રભુજી આપ ઉગારો,
હોઉં ભલો કે બૂરો તો પણ આપ ચરણ વસનારો- નાથ૦
કીજે કૃપા કૃપાધન મુજ પર મૂઢ માર નહિં મારો,
દામોદર કરૂણાધન કેશવ ગણજો દાસ તમારો- નાથ૦

---

## વ્યાજ સ્તુતી ૬૪.

### સોરઠ કાફી. ( ગમે તે રાગ )

યશોદા મને દાઉજી ખૂબ ખિજાવે અનહદ ભેદ લગાવે- યશો૦
ગોરાનંદ બાવા ગોરાં યશોદાજી, તું તન શ્યામ ધરાવે,
કારણ તેનું કહું છું તુજને તું દેવકીનંદ કહાવે- યશો૦
મધરાતે વસુદેવજી તુજને ગોકુળમાં પધરાવે,
ધન આપી વેચાતો લઇને યશોદા લાડ લડાવે- યશો૦
ગ્વાલ મંડળમાં એમ કહીને સહુને ખૂબ હસાવે,
ત્યમ વળી ચોર ઠરાવી મુજને વિધ વિધ ખેલ મચાવે- યશો૦
મોર મુગટને ગુંજ માલ ધરિ હીરા મણિ ન ધરાવે,
કારણ તારો ભરોસો ન નંદને તુજને ચોર ઠરાવે- યશો૦
માખણ ચોરીને વ્રજ મહીં ખાતાં તું નિજ લાજ ગુમાવે,
દામોદર તો પણ તુજ ચરણે તન મન ધન લપટાવે- યશો૦

---

## ધોળ-ગરબી. અને ગરબાઓ.

### ૬૫

મારા વ્હાલાના વનમાંય વાગે રૂડી વાંસલડી એ રાગ-
મને વ્હાલું હરિ ગુણ ગાન એ લગની લાગી,
માળા જપું શ્રી નટવરની હું એજ ધરેણું મોહું રે,
ઝાક ઝમાળ હીરા મોતીનું સોને મઢેલ ખોટું- એ.
ગગન મહિ ઘનશ્યામને દેખું નીચે બિજું ન ભાળું રે,
આગળ પાછળ ચારે બાજુ નિરખું એ કરૂણાળુ- એ.
એ જપ કરતાં દુર્જન બળરી જાગે મનમાં જ્વાળા રે,
પણ મારે તો એ અમી રસ છે દાઝે ભલે દગાળા- એ.
ઘટમાં પણ દામોદર દેખું સઘળે એજ પ્રકાશ રે,
સ્વપ્નામાં પણ એ હરિ નિરખું એજ ચરણમાં વાસ- એ.

---

## રૂકિમણી પ્રાર્થના. ૬૬

( ઓધવ નંદનો છોરો તે નકોરો થયો જો–એ રાગ )

વ્હાલા વિલંબ કરો નહિં દયા કરી જો,
લગ્ન આપ સાથ થવા રચના કરી જો– વ્હાલા.
કર્યો ગગન તણો માંડવો આ શોભિતો જો,
રંગ પંચ તત્વ તણો બહુ ઓપતો જો– વ્હા.
પ્રભુ ત્રિગુણનો વિકાસ તે મહિં કર્યો જો,
સૂર્ય ચંદ્રનો પ્રકાશ પણ છે ધર્યો જો– વ્હા.
મંદ વાયુ ગાન મંગળમય ગાય છે જો,
બ્રહ્મ પુત્ર મુખે સાવધાન થાય જો– વ્હા.
લગ્ન સમય વિતિ જાય નહિ તેમ કરો જો,
દામોદર આવી હાથ આજ મુજ ધરો જો– વ્હા.

---

## નિજ દર્શન ૬૭.

### સારંગ તાલ હીંચ.

શ્યામ પધારો રે નાથ પધારો રે તમારા તેજ તણો નહિ પાર,
તમારૂં તેજ છે અપરંપાર તેથી ચોર ભાગે કિરતાર– શ્યામ.
આપે અમારે હૈયે પધારી કીધો ખૂબ ઉજાસ,
કામ ક્રોધાદિક ચોરનો તેથી છેક મટ્યો છે ત્રાસ– શ્યામ.
ઇન્દ્રિય આદિક દાસ જનોનો ચાલતો જે દોર,
આપે પધારિને પાશરાં કીધાં ઉતાર્યો તેનો તોર– શ્યામ.

દેહ મારો છે ઘર તમારૂં તેની કરી સંભાળ,
સંભાળ તેની પૂરી લઇને આપ બન્યા ગોપાળ— શ્યામ.
હૈયામાં કરી આસન આપે ટાળ્યું અસુરનુ જોર,
જ્યોત જગાવી શ્યામળા આપે ધન્ય છે નંદ કિશોર— શ્યામ.
ધર્મનું રાજ્ય ચલાવિને આપે કીધો મને પાવન,
મધુરી મુરલી નાદ સુણાવી તુષ્ટ કર્યું મુજ મન શ્યામ.
આવો પધારો મુરલી વાળા કુંડળ ઝળકે કાન,
દામોદર પર કરૂણા કીધી ધન્ય મારા ભગવાન— શ્યામ.

---

## સતી સ્ત્રી સ્વભાવ.

### સોરઠ. ૬૮

પીયુ પીયુ રટે સદા સતી નાર,
પતિને ગણિ વિશ્નુ શિવ આદિક પતિ એ જગદાધાર— પિયુ૦
સાખી—પતિવ્રતા પતિ ચરણની માગે એક સહાય,
સિંહણુ ભૂખી મરિ જશે તો પણ ઘાસ ન ખાય— પિયુ૦
પતિવ્રતા તે જાણજો નયને અમીરસ હોય,
મીઠાં ત્યમ વચનો વદે [1]અનસૂયા બની જાય— પિયુ૦
વસ્ત્ર ધરે સાદાં ભલે હોય ભલે કદરૂપ,
પણ તેના એક વાળને વારે કોટિક રૂપ— પિયુ૦
પિયુ પિયુ બાપૈયો કરે પીયે ન નીચું નીર,
મેઘતણું જળ ના મળે તો સુકવે આત્મ શરીર— પિયુ૦

---

[1] ઇર્ષ્યા વગરની.

પિયુ પિયુ શબ્દે સુણુ વસ્યો પંખી પણુ સુખી થાય,
ટેક ન પોતાની તજે પ્રાણુ ભલે વહિ જાય– પિયુ૦

છીપ સમુદ્ર મહિ વસે (પણ) તે જળની નહિ આશ,
શ્રાવણ જળ વરસે ભલે પણુ સ્વાંત [1]બુંદની પ્યાસ– પિયુ૦

---

## હરિગીત છંદ સોરઠ રાગ. ૬૯

ચિંતા ચિતામાં ચિત્ત જેનું લેશ પણુ તપતું નથી,
દૂષિત બનેલું અન્ન કે જળ લેશ પણુ ખપતું નથી;
અતિ દુષ્ટ દુર્ગુણુ દોષથી જે હૃદયમાં ડરનાર છે,
એવાં પુનિત પ્રમદા જનોનો સ્વર્ગમય સંસાર છે.
જેનાં કદાપ ન કાળજાં દુર્વ્યસનના કાટે કરી,
ખોટા વિષયના ફંદમાં જે ચતુર જાવ ન ચાતરી;
જે દુઃખદેખી દીનનાં હૃદયે દયા ધરનાર છે– એવાં પુનિત૦

રાખે ન રોષ હૃદયવિષે વિનયે સદા વરત્યા કરે,
સંસારમાં યશ મેળવી જે પૂર્ણવય પામી મરે;
જેને પવિત્રપણા વિશેને પુણ્ય સાથે પ્યાર છે– એવાં પુનિ૦

અંતર પુનિત કરનાર જે જે ધર્મ તે પાળે સદા,
વ્યવહાર ને પરમાર્થ કર્મોથી ન ચૂકે જે કદા;
જેને શરીરે સર્વદા સદ્ગુણુ તણા શણગાર છે– એવાં પુનિ૦

જેની નજર મીઠી સદા અમૃત રસે ભરપૂર છે,
જેને સદા પરમાર્થના શુભ કર્મ માહી ગૂર છે;
જે સત્ય દામોદર ચરણુની પુનિત રજ ધરનાર છે– એવાં પુનિ૦

---

[1] સ્વાંતિ નક્ષત્રના વરસાદના બુંદથી મોતી પાકે છે એમ માન્યતા છે.

### રાગ ઉપરનો. ૭૦

હરિને ભજે જે પ્રેમથી તે શ્રેષ્ટ પદ પામે સહિ. ટેક
ખોટા ઉપરનો દંભ કરવામાં કશું વળશે નહિ
એક પ્રેમભક્તિ રસવિના શ્રી નાયજી રીઝે નહિં– હરિને૦
મનનું તજી અભિમાનને પછી સાફ દિલ દર્પણકરી
ગુરૂ ચરણ રજ બનતાં પ્રભુ રાખે શરણ કરને ગ્રહી– હરિને૦
આનંદ આ દુનિયાં થકી ગણિ અધિક હરિચરણો મહિં
તે ધ્યાનમાં તલ્લીન થાતાં ફરિ જનમ મળશે નહિં– હરિને–
રાખી ભરોસા ધ્યાનમાં એ નામને જપશો સદા
તો એજ દામોદર ચરણમાં નિત્ય વસનારા સદા– હરિને૦

---

## પર્ણકુટી.

### ૭૧

( મારા વ્હાલાના વનમાંય વાગેરૂડિ. એ રાહ. )

જ્યાં નંદન વન શરમાય. એવી પર્ણકુટી.
જ્યાં કૃષ્ણ મધુર સ્વર ગાય. એવી પર્ણ.
નિર્મળ ઝરણાં વહે સદા જ્યાં. તટપર તરૂવર શોભેરે
તેમાં પર્ણકુટી છે મારી. એમાં સુજમન લોભે– એવી.
મંદ સુગંધિત વાયુ વહેછે સુંદર રવિ પ્રકાશરે
અનહદ ઉજ્વળતા ઝળકે જ્યાં ત્યાંજ અમારો વાસ– એવી.
મનને બાળે એવી ચિંતા તાપ નથી આ સ્થળમાંરે
કલેશ અને કંકાસ મલિનતા જ્યાં નથિ નિર્મળ જળમાં–એવી.

મન ઉદ્વેગ કરે એ મત્સર પણ ઉદ્‌ભવ નવ પામેરે
શાંતિપૂર્ણ સમર્પે તેથી તેમાં ચિત્ત વિરામે — એવી.

કૂડ કપટનો વાસ નથી જ્યાં સદ્‌ગુણને છે માનરે
ક્રોધાદિક દુર્ગુણ આવે તો થાય સદા અપમાન— એવી.

સન્માર્ગે ચાલે જે તેને એ વસવાનું ધામરે
કૃષ્ણ કુંજ છે સદાય તેને શ્રી યમુના વિશ્રામ— એવી.

અદ્‌ભુત શીતલતા છે તેમાં ને કારણ હું કહું છું રે
દામોદર શ્રી કૃષ્ણ બિરાજે તેનું ચરણ ગ્રહું છું— એવી.

---

૯૨

ઓધવ નંદનો છેલો તે નમેરો થયોજો. એ રાગ.

મને મોહરે શુકામ વાલો પાસ છે જેણે પૂરી મરા હૈયાની આશ છેરે— મને
મને લગની લાગીછે એક નામનીજો, મેતો જાણ્યું એજ વાત એક કામનીરે—મને.
મારૂં મન હવે કયાંઇ નથી ચોટતુંજો, મને નાથ વિના નથી બીજું ગોઠતુ રે—મને.
મારે અંતરે ઉજાસ પ્રગટીરયોજો, મારા હૈયા મહિં પ્રેમ ઝળકીરયો રે—મને.
જોઇ શ્યામ રૂપ મન ઉભરાય છેજો, મારા હૈયા મહિં કાંઇ કાંઇ થાયછેરે—મને.
મને શામળો મળ્યાથી હરખું ઘણોજો, દામોદરને પોતાનો પ્રભુએ ગણ્યોરે—મને.

---

## કૃષ્ણુ[1] મયજગત ૭૩.

### રાસડો.

( શું નટવર વસંત થેઇ થેઇ નાચીરયો એ રાગ. )
અમે કૃષ્ણ ના ઉપાસી અન્ય ભાળતા નથી.
ધન શ્યામ વિના અન્ય કંઇ નિહાળતા નથી— અમે૦

સાખી—સાંભળતા નથી કાન મુજ કડવા શબ્દ લગાર
ખરાબ વસ્તુ નિરખવા નજર નથી તલભાર
મીથ્યા એ મોહ અને કલેશમાં ફસાઇ અમે
પ્રજળતા નથી કે પ્રજાળતા નથી—અમે૦

સાખી—પ્રભુના નામ તણો રહે અમને અંતર બોધ.
પછી તે માંહી કયાં વસે મોહ શોકને ક્રોધ.
શાંતિ નિકેતનમાં વરસે વિપત્તિ તોય
પલળતા નથી કે પલાળતા નથી—અમે૦

સાખી—કર્મ અને નિષ્કર્મ જ્યાં અકર્મ કર્મ ગણાય.
ત્યાં પછી કર્મ અકર્મ કયાં અભેદ ભાવ જણાય.
અંતરમાં શુદ્ધ પ્રેમ જ્યોતને જગાવી પછી
કજળતા નથી કે કજાળતા નથી—અમે૦

સાખી—સંકલ્પો પ્રભુ મય થયા ચિત્ત પ્રભુ મય થાય
દામોદરને નિરખીએ એ હરિ રૂપ ગણાય.
સાખી—શ્યામના તરંગ મહિં અમે શ્યામ મયબની
ઉછળતા નથી કે ઉછાળતા નથી—અમે૦

———

૧ આમાં ઉપેન્દ્ર ગિરામૃતનું અનુકરણ છે.

# મૃદ્ ભક્ષણ લીલા ૭૪.

## ગરબી.

( શ્યામ રંગ સમીપે ન જાવું એ રાગ. )

કાનૂડો માટી ખાય છે યશોદા તારો કાનૂડો માટી૦
મોટાં મોટાં ઢેફાં વ્હાલો મ્હોઢામાં મૂકતાં
ક્રોધથી શું જરી શરમાય છે ?— યશોદા૦
કોઇનું ન માને બહુ માટી ચુંથવાની ટેવ
કીચડમાં બહુ લપટાય છે— યશોદા૦
કેમ માટી ખાધી એમ ક્રોધથી કહેને કોઇ
પોતે હસી કાલો કાલો થાય છે— યશોદા૦
આમ વશ કરી સહુ વ્રજ વનિતાને વ્હાલો
પ્રેમ રસ પ્રીત કરી પાય છે— યશોદા૦
એનું મૂખ જોવાને તલખે દામોદર
કાલાં ઘેલાં સહુ બની જાય છે— યશોદા૦

---

## ગરબી ૭૫.

પાતલવડો મારો મેલો મોહન એ રાગ—

શ્યામળો સદા અમીરસથી ભરેલો નિત્ય અમીરસ પીશું રે
આંખમાં છે અમૃત મુખમાં અમીરસ અધરામૃત સ્વાદ લેશું રે
હૈયું સદાય તેમ અમૃત ભરેલું ભેટી અમૃત મય થાશું રે— શ્યામ૦
વાણી સદા એજ રસથી ભરેલી વચન પ્રવાહમાં નાશું રે
અમૃત નજરથી વાલો નિરખતાં એમાં અમે ભળી જાશું રે— શ્યામ૦
પ્રેમ પંથમાં સહુ રસીયાં મળીને હરિ રસ પીશું ને પાશું રે
દામોદરના સ્વામીને નિરખી ચરણ મહીં લપટાશું રે— શ્યામ૦

---

## ગરબી ૭૬.

( ધન્ય આજની ઘડી રળીઆમણી એ રાગ ).

મારો આજનો દિવસ રળીયામણો મને પ્રેમથી મળ્યા આજ શામળો છ રે
મારે હૈયે હરખ ઉભરાય છે
મારા અંતરમાં કાંઇ કાંઇ થાય છે હોજરે— આજ૦
મારા નાથને દેખી નયણાં ઠરે
મારે હૈયેથી અમી ઝરણાં ઝરે હોજરે— આજ૦
મને નજર નથી કોઇ કામની
મને લગની લાગી એજ નામની હોજરે— આજ૦
મારી આંખ મહીં ઝળકે છે શામળો
મારે વ્હાલે ઓઢ્યો છે કાળો કામળો હોજરે— આજ૦
વારી જાઉં હું એ શામળાના નામને
દામોદર ગણે તન ધન ધામને હોજરે— આજ૦

---

## શ્રી ભાગવત રસ.

### સારંગ.

૯૭

( રસ અગમ અપાર સુર નર પાર ન પામે એ રાગ )

અમીરસ ભરપુર અમૃત ફળ શુકના મુખથી સહુ ઝીલજો
રસીયાં રસરૂપ એ અમૃત રસનો લાવો નહિં મેલજો
બેસી શુક નિગમ તરુ ડાળે, મીઠાં રસમય ફળને બાળે
એ ફળ આપી ભવ ભય ટાળે— અમી રસ૦ ૧

એ રસતે શ્રી ભાગવત જાણો, થઇ ભાવિક એ રસમાં માણો
બની પૂર્ણ રસીક ઉરમાં આણો— અમી રસ૦ ૨
અનુભવ વિણ એ રસ નહિ મળશે, રસીયાં બન શું તો ભલું મળશે
તેથી ભવ તાપ બધા ટળશે— અમી રસ૦ ૩
એ રસ પ્રેમી જન પોષક છે, ભવના સહુ દુઃખનો શોષક છે
હરિ ગુણ મય તે સંતોષક છે— અમી રસ૦ ૪
નહિં રસ એ સ્વર્ગ મહિ મળશે, નહિ બ્રહ્મ લોકમાં કઇ વળશે
દામોદર રસ ભૂતળ મળશે— અમી રસ૦ ૫

---

## ગરબી ૭૮.

( શ્યામ રંગ સમીપે ન જાવું એ રાગ )

ઓરા આવો તો મારે કામ છે હો નંદલાલ ઓરા૦
આપણે મળીને મીઠી વાત વાલા કરશું, સાથે રમ્યાની મને હામ છે. હો.
તારી આંખ મહી હું તો અમીરસ દેખું, તું તો મારો અંતર આરામ છે. હો.
તારૂં મુખ જોઇ મારો પ્રેમ ઉભરાય છે, તું તો વ્હાલા અમીરસ ધામ છે. હો.
આનંદ રસ ભરપૂર તું સદાય છે, તેથી તારૂં રૂપ ઘનશ્યામ છે. હો.
તારા વિનાનું મને ઘડી નથી ગોઠતું દામોદર ચરણનું કામ છે. હો.

---

## એજ રાગ ગરબી ૭૯.

ગોરસ ઢોળી જાય છે ગોવીંદ તારો—ગોરસ.
એવી લત લાગી એને હાંડલાં ને ફોડવાની માંકડાંની સંગાથે ખાય છે. ગો.
પોતે એક ખાય તો તો કેટલુંક ખાશે પણ આનો ઢોળીને ખુદાય છે. ગો.
ઉંચે મુકું તો તારો કાન નથી કાચો લાકડી મારીને ફોડી જાય છે. ગો.
અંધારે મુકતાં કરે અજવાળું પછી ખંતેથી ખાઇ અને ગાય છે. ગો.
તારા કાનાથી તો બાઇ અમે હાર્યાં (પણ) મુખ જોવા, મન લલચાય છે. ગો.
તેના દર્શન વિના ગમતું નથી રે બાઇ, દામોદર સદા ગુણ ગાય છે. ગો.

## ૮૦

બાઇ ઘેલી મને કીધી શ્રી નંદજીના નંદે એ રાહ.

વ્હાલાયે મને પ્રેમ નારંગે નવરાવી, એથી મારી શુદ્ધ બુધ સર્વે ભુલાવી વ્હા-
સાહેલી હું તો નંદજીના આંગણામાં આવી, ત્યાં તો નંદકુંવરે મને ભરમાવી;
વ્હાલાયે મીઠી વાત કરી અંતરે લોભાવી– વ્હાલાયે:

વ્હાલાયે મારે અમૃત નજરથી જોયું, જોઇને મારું કાળજું કુટીલ ખૂબ ધોયું.
બાઇ ત્યાંથી મારું તેમના ચરણે મન મોયું– વ્હાલાયે.

દૈયું મારું હાથમાં હવે નથી રહેતું સંસારીયાનું કામ તો સુકયું બધું વેતું
વ્હાલાજી વિના ઘડીયે નથી રે રેવાતું– વ્હાલાયે.

બાઇ હું તો હવે વગર મૂલે છું વેચાણી, વ્હાલાજીની મીઠી નજરથી લોભાણી
વ્હાલાજીના નેન બાણથી હું ઘવાણી– વ્હાલાયે.

વ્હાલાજીનું મુખડું લાગે છે મોહકારી વારે વારે નિરખીને જાઉ હું તો વારી
વ્હાલાયે મંદ હાસ્ય કરી મોહ બાણે મારી– વ્હાલાયે.

વ્હાલાજીની મોરલીમાં કામણ ભર્યું છે, જેણે મારા અંતરને વ્યાકુળ કર્યું છે.
મોહનજીએ નાદ કરી ચિતડું હર્યું છે. વ્હાલાયે:

અંતરની વાત નથી કોઇને કેવાતી, અંતરની આગ નથી તેમરે સેવાતી
શામળા વિનાની બાઇ ઘડી નથી જાતી. વ્હાલાયે.

આવાં પ્રેમ ઘેલાં પોતાનાં પ્રભુજાણી પધારીને દર્શન આપ્યાં દયા આણી

## મદાલસાનું હાલરડું. ૭૪

( માતા જશોદા બોલાવે જમવા લાલને. એ રાગ. )

માતા મદાલસા હુલરાવે સુતને પારણે
બોલી મધુરાં ગીત કહે બાળકને માત.
વ્હાલા અમથો અમથો શા કારણથી તું રડે રે.
વ્હાલા નામ અને આ ધામ કશું તારૂં નથી રે
વ્હાલા પંચભૂતથી અળગો તું છો શુદ્ધ. વ્હા.
વ્હાલા વિધવિધગુણના વિકાર પણ તારા નથીરે
વ્હાલા અન્નજળે નહિં પોષણ તારૂં થાય. વ્હા.
સરપની કાંચળીયો સમ જુદો તારો દેહ છેરે
તેમાં મોહ અને મમતા નવ કરજે બાળ. વ્હા.
કોઇ ભાઇ અને કોઇ બાળ કહી બોલાવશે રે
કોઇ પુત્ર મિત્ર કે વ્હાલા કહેશે લાલ. વ્હા.
વ્હાલા સુખ દુઃખમાં હરિ ભજતાં મન સાર થશે રે
ભોગ વિલાસો દુર્ગંધી મય ગણજે બાળ. વ્હા.
વ્હાલા ધર્મ અને તું સત્ય હરિને જાણજે રે
તજજે અધર્મ આદિક બનજે પૂર્ણાનંદ. વ્હા.
માતા મદાલસાએ બોધ કર્યો નિજ બાળનેરે
દામોદરએ હિતકર સહુ ગણશોમનમાંય વ્હા.

---

## હાલરડું બીજુ ૭૫.

વ્હાલા માત પિતાનાં મનરંજન કરજે સદારે
જગમાં સુખ મેળવવા કરજે પરઉપકાર.
વ્હાલા અમથો અમથો શા કારણથી તું રડેરે.
શાંત બનીને દેવપતિ સમ સહુને પાલજે રે
ધર્મ કરી હરિ સેવી બનજે દીનદયાળ. વ્હા.

વ્હાલા પરહિત કરી પરલલના ભગિની જાણજે રે
કર્માદિક શુભકરીને હરિનું ધરજે ધ્યાન. વ્હા.

વિધ વિધ યજ્ઞ કરી રાજી કરજે દ્વિજ દેવનેરે
પ્રેમ ધરીને નિજ લલનાને કરજે શાંત. વ્હા.

વ્હાલા સગાં કુટંબી સહુ જન પોતાનાં ગણીરે
ગુરૂની સેવા કરતાં કરજે રૂડાં કામ. વ્હા.

નમજે સંત અને ગૌ બ્રાહ્મણના ચરણો મહિરે
તેની સેવાથી હરિ સદાય રાજી થાય વ્હા.

માતા મદાલસાએ બોધ કર્યો નિજ બાળને રે
દામોદર એ હિતકર સહુ ગણશો મનમાંય. વ્હા.

---

રાગ ઉપરનો— ૭૬

### અનસૂયાનું હાલરડુ

માતા અનસૂયા ઝુલાવે સુતને પારણે રે
લીલા વાંસ તણાં તો બનાવિ રૂડાં પારણાં રે
રાંગ્યાં આંબા ડાળે પોઢાડયાં ત્રણ બાળ માતા.

કર દોરી લઇ સુખથી હુકુકુકુ બોલતી રે
બોલે મંગળ મય હાલરડાં બાળક પાસ— માતા.

પ્રીતમ કળ કળતુ હૈયું અમારું હારજો હો લાલ— વ્હેલા.
વ્હાલા મુખ દર્શન માટે મન બહુ અકળાય છે હો લાલ— વ્હેલા.
વ્હાલા હવે નથી રેહેવાતુ જીવન જાય છે હો લાલ— વ્હેલા.
વ્હાલા પેરે બળતાં જે બોલ્યાં તે ખમાં કરો હો લાલ— વ્હેલા.
અબળા જનની વિનતિ વ્હાલાએ મનમાં ધરી હો લાલ— વ્હેલા.
દામોદરના નાથે નિજ જન પર કરણા કરી હો લાલ— વ્હેલા.

---

## ·સતિ શૃંગાર ૭૮

સાંભળ જો સહુ પ્રેમ ધરિને સતિશણગાર મજાનો રે
પ્રાચિન સતિઓ અંગે ધરતી ગણિએ ખરો ખજાનો રે— સાંભ૦
નીતિ ન્યાય કર્મ જે કરતાં તે શુભ કરમાં ધરતાં રે
સદ્ગુણની શુભ સાડી પહેરી તે ધરણીમાં ફરતાં રે— સાંભ૦
શીયળ રૂપી ત્યમ નૌતમ સાડી તે તનને શોભાવે રે
વિનય વિવેક રૂપી પાલવની શોભા બહુ દર્શાવે રે— સાંભ૦
પતિના નામ રૂપી હિરાનો હાર હ્રદયમાં ધરતાં રે
વિધ વિધ ઓજ ચમકતા હારે શોભે હરતાં ફરતાં રે— સાંભ૦
મર્યાદા રૂપી મોતીથી નાક બહુ શણગારે રે
લાજ રૂપી નથ પહેરેલી તે જોવા દેવ પધારે રે— સાંભ૦
પતિ સેવા અંગીકૃત કુંકુમ દિવ્ય લલાટે શોભે રે
તેજ તિલક સૌભાગ્ય વધારે પતિ દર્શન મન લોભે રે— સાંભ૦
પતિ સાથે મળી હાર હરિના નામ રૂપી પણ ધરિને રે
આનંદે ઉભરાઇ રહેતાં પતિ પદને અનુસરિને રે— સાંભ૦

ધર્મ અને સત્ કર્મ સુગંધી પમરે જેમાં સારી રે
એવાં કુસુમ ધરે છે ઉર પર ઉત્તમ સદ્ગુણી નારી રે– સાંજ૦
દેવો આ શણગાર નિરખીને હરખી દાસ બને છે રે
દામોદર પણ સતિ શણગારો અદ્ભુત નિત્ય ગણે છે રે– સાંજ૦

---

## રુક્મિણી લગ્ન ૮૧.

( અનિરુદ્ધજીની ચોકી એ રાગ. )

પેહેલાં સ્મરણ કરી બાળકૃષ્ણનું
ગાઉ રુક્મિણી લગનનો સાર મહારાજ પધારજો.

રૂખમૈયો શિશુપાલને પરણાવ્યાની કરે વાત
રુક્મિણીજીને સાંભળી રે થયો અંતરમાં ઉત્પાત. મહારાજ. ૧
પત્ર લખીને બ્રાહ્મણ સુતને મોકલ્યો હરિ પાસ
કૃષ્ણ તણા દર્શન તણી રે જેને અંતરમાં ઘણી આશ. મહારાજ. ૨
પત્ર લઈને આવ્યો બ્રાહ્મણ હતા જ્યાં ભગવાન
શ્રીહરિએ પૂજા કરીરે આપ્યું બ્રાહ્મણને બહુ માન. મહારાજ. ૩
કુશળ પ્રશ્ન પૂછી અને પ્રભુ બોલ્યા જોડી હાથ
જે કારણ આવ્યા તમે રે કહો પ્રેમથી કહે દિનનાથ. મહારાજ. ૪
પત્ર આપી હાથમાં કહે રુક્મિણીજીની વાત
વાંચવાનો હુકમ કર્યો રે ત્યારે વાંચે બ્રાહ્મણ ભલી ભાંત. મહારાજ. ૫
પત્ર મહીં લખે રુક્મિણી પ્રભુ સાંભળો ગુણ ભંડાર
પત્ર લખવાનું મેં કર્યું રે મૂકી લોકની ચોરી લાજ. મહારાજ. ૬
મેં ધાર્યું પ્રભુ આપને મેં આદિ અંતરમાં એક
બીજા વર મન મારામાં રે આપ જોઉં છું પરનાં વિવેક. મહારાજ. ૭

મારે તમને છું વરેલી નો સિંહનો ભાગ શિયાળ
શિશુપાળ વળગે નહિં રે તેવો રાખજો મનમાંહી ખ્યાલ. વ્હાલા. ૮
ગુરૂ બ્રાહ્મણ પૂજ્યા હશે કર્યાં પુન્ય હશે તો આપ
વાંચી પત્ર પધારિને રે મારા ટાળશો હૈયાના તાપ. વ્હાલા. ૯
આવતી કાલ પધારશો સેના લઇ અને તત્કાળ
શિશુપાળ આદિ હણિ રે મારી લેજો વ્હાલાજી સંભાળ. વ્હાલા. ૧૦
રાણી ભવનમાં વ્હેરી સગાંને માર્યાં વિના ન મળાય
કરવા દર્શન દેવિનાં રે જાઉં વનમાં ત્યાં કરજો સહાય. વ્હાલા. ૧૧

જેના ચરણની શિવ બ્રહ્માદિક દેવો કરે છે આશ
તુષ્ણા એ ચરણો તણી રે મારો થાજો એ ચરણમાં વાસ. વ્હાલા. ૧૨
આશા એ નહિં સફળ કરો તો પ્રાણ તજીશ દિન નાથ
. અનેક જન્મ ધરિ અને રે અંતે કરીશ તમારો સંગાથ. વ્હાલા. ૧૩
સાંભળી પત્ર ને બોલ્યા પ્રભુ મારા મનમાં પણ એમ થાય
નિદ્રા પણ નથી આવતીરે તેને મળવાને મન લલચાય. વ્હાલા. ૧૪
બ્રાહ્મણ સાથે રથમાં બેસી પધાર્યા ભગવાન,
રાજાએ બહુ પ્રેમથી રે કર્યું શ્રી હરિનું સન્માન વ્હાલા. ૧૫
કુંડિન પુર વાશી પ્રભુનાં દર્શન કરવા જાય
સહુ વાણી એવી કહે રે રુકિમણીના પતિ પ્રભુ થાય. વ્હાલા. ૧૬,
કળાંકળતાં રુકિમણી કહે હજી આવ્યા નહિ મુજ કાંત
બ્રાહ્મણ પણ આવ્યો નહિ રે હવે હૈયું રેતું નથી શાંત વ્હાલા. ૧૭.
આજ લગન મારાં ઠર્યાં શિશુપાળની આવી જાન
શું થાશે મારું હવે રે મ્હારી વ્હાર કરો ભગવાન વ્હાલા, ૧૮
દેવદેવી પૂજ્યાં ઘણાં તેમા કોઇ ન કરશે વ્હાર
ભાગ્ય હશે અવળાં હજી રે નહિં મળશે શું મુજ ભરથાર વ્હાલા. ૧૯

કામ કરે જે કુશળતા વાળાં હરિમાં રાખી ધ્યાન
સહજ મળે તેને સોનું ગણિને ચૂકે નહિં જે નાન
વિશ્વંભર પ્રભુ છે રે કોઇનું ખાનું રાખે નહિં— સાચ૰
સાચૂં હોય તે પાસે રાખી જુઠાને તજનાર
દુનિયાં નો થઇ દાસ ફરે તેને સ્હાય કરે કિરતાર
એવા ખાટી જાશે રે દામોદર ઘટની મહિં— સાચૂ૰

---

## ભજનમાં અંતરાય ૬૭

### ભજન ૮૩

( દવલાગ્યોરે ડુંગરમાં અમે કયાં જઇ વસીએ એ રાગ )

કેમ કરીએ રે અમે કયાં જઇ ઠરીએ મારાં સાધન અવળાં ત્યાં વ્હાલા કેમ કરીએ.
ઘડિની નવરાંશ છે નઇ, લફરાંઓ વળગે કંઇ કંઇ, બેશી રહીએ તો અમે ભૂખે મરીએ, મારાં સાધન અવળાં ત્યાં વ્હાલા કેમ કરી.
ઘડિજ્યાં નવરાશ મળે છે, અણધાર્યું કંઇ વળગે છે,
કયાંઇપણ જઇને સુખે નહિં ઠરી એ— મારાંસા૰
કદિ કંઇ ફુરસદ મેળવિને, બેશું જ્યાં ધ્યાન ધરિ ને,
ચગડોલે ડોલે મન ત્યાં શું રે કરિ એ— મારાંસા૰
પરાધીન આમ છું ત્યાં કહેઃ હવે જાવાનું કયાં,
કયે તુંબડે આ ભવસર તરીએ— મારાંસા૰
ઉંવટ શ્રી ગુરૂ [illegible] નાતાં,
[illegible] મારાંસા૰

# આનંદ સાગર. ૮૫

## ગરબી.

(-શ્યામ રંગ શમીપે ન જાવું એ રાહ- )

આનંદ લૂટવાને આવો ઓ વ્હાલા મારા આ... લૂટવા
આનંદ સાગર આજ ઉછળ્યો છે લેજો સદાય તેનો લાવો:- ઓવ્હા૦
એમે કરીને આનંદ સિંધુમાં અંતર તમારૂં નવરાવો- ઓ૦
આનંદ રસનું પાન કરો ખૂબ આનંદ બધેય ઉભરાવો- ઓ૦
કૃષ્ણ તણી મૂર્તિ જે પરમ આનંદની તેને ઉર મહી પધરાવો- ઓ૦
આનંદ ઝળકે છે એના નયનમાં એવા આનંદને રેલાવો- ઓ૦
ક્રોધ શોક લોભ કદી આવે તમારી પાસ તેને પણ આપ હસાવો- ઓ૦
આનંદ જળ હળ જ્યોત જગાવી અંધકાર નાશ કરાવો- ઓ૦
દામોદર શ્યામ તણા આનંદનું ગાન કરી જગતમાં આનંદ ગજાવો- ઓ૦

---

( આજની ઘડી રળીઆમણી એ રાહ )

અમે કૃષ્ણ કુંજ મહી આજ ખેલીયે
વ્હાલા શ્યામ સુંદરનો રસ ઝીલિયે હોજરે
વ્હાલો શ્યામ તોય કોટી સૂર્ય તેજ છે
આખા બ્રહ્માંડમાં દેવ એક એજ છે હોજરે- અ૦
વ્હાલો બ્રહ્મચારી તોય ગોપી નાથ છે
આખા જગતની ખાણ એને હાથ છે હોજરે

એની ગતી હજી કોઇ જાણતું નથી
મહામુનીવર થાકી ગયા છે મથી હોજી રે—અ૦
મને સમજ નથી કોઇ કામની
ચોટ લાગી છે અખંડ એક નામની હોજીરે— કૃષ્ણ૦
એ નામનો આનંદ ઉભરાય છે
ચિત્ત કૃષ્ણ ચરણમહિં લપટાય છે હોજી
એજ કૃષ્ણ બ્રહ્મનાદ મય થાય છે
દામોદર તેથી ગાન ગવાય છે હોજી— કૃ૦

---

## અધઃ પાત ૮૭.

### હરિગીત છંદ—સોરઠની ગઝલ.

પોતે ડુબેલો પૂર્ણ છે તે અન્ય ને શું તારશે
જાતે ફસાવી અન્યને લોભિષ્ટ થઇ ને મારશે— પોતે૦
જેની નજરમાં ઝેર છે મીઠી નજર તે શું કરે
વસિએ કદિ તે પાસ તો તે અંતરે વિષને ધરે— પોતે૦
રોગિષ્ટ પોતે પૂર્ણ છે તે અન્ય સંકટ શું હરે
પંગુ બનેલો આપ તે ગિરિવર ઉપર કયમ કરિ ફરે— પોતે૦
જે ઓળખે નહિં ઇષ્ટને દંભે જગત ઝુકાવશે—
આખર ન દામોદર બનિ હરિ ચરણમાં નહિં ફાવશે— પોતે૦

---

## આનંદ સાગર ૨—૮૮.

### ગરબી.

( પાલવડો મારો મેલો મોહનજી એ રાગ. )

આનંદ સાગર ઉછળી રહ્યો છે આજ ચાલો તેનાં જળ ઝીલિયે રે. આ.
દિવ્ય તેજ મય એજ આનંદનો રસ આનંદ મય થઇ રેલિયે રે. આ.
મન આપણું એજ આનંદ મય કરી, ક્લેશને ડૂબાવિ તેમાં દઇએ રે. આ.
આનંદ તેજ મારો નાથ છે જગતમાં એ અમીરસ ઉર લઇ એ રે. આ.
આનંદ તેજ પસરે પૂર્ણ જગતમાં એવી નજર કરી લઇએ રે આ.
પંચ તત્વ આદિ સહુ જોવાં આનંદ મય સાચા આનંદમાં ખેલીયે રે. આ.
મળીએ પરસ્પર પ્રેમને જગાવતાં આનંદ રસ વરસાવીએ રે. આ.
થાય વિયોગ કદી એક બીજાનો તો નયનોમાં આનંદ રેલાવિએ. આ.
અંતરમાં દામોદર ભરીને અમીરસ એવા રસરૂપ બની જઇએ રે. આ.

---

## દીનતા.

### ગરબી. ૯૩

રણછોડજી રંગીલા રે—એ રાહ.

મારા અંતને સમયે રે પધારજો આપ હરિ
હોય દોષ અમારા રે કૃપા કરી લેજો હરિ મારા.
ડૂબે દોષના ઋણમાં રે તેને ઋણ મુક્ત કરો
તેથી નામ તમારું રે પ્રભુ રણછોડ ધરો મારા.
પ્રભુ કરણી તપાસો રે તો કરજનો પાર નથી
પણ આપ દયાથી રે મને ડર કાંઇ નથી મારા.

પ્રભુ ગણુશો પોતાનો રે પછી ભય શાને ઉરે
આપ ચરણનો સેવક રે નિડર થઇ નિત્ય ફરે મારા.

પ્રભુ તેજ તમારૂં રે ધરો અમ અંતરમાં
પછી અંધારૂં ક્યાંથી રે રહે હરિ એ ઉરમાં મારા.

શુદ્ધ જ્ઞાનની સરિતા રે અમારે હૈયેથી વહે
આવું અમૃત ઝરતાં રે પછી શું બાકી રહે મારા.

નાદ બંસીનો સુણતાં રે મારો હરિ પ્રાણ છુટે
છેલ્લો શ્વાસ નિકળતાં રે મારી જીભ નામ રટે મારા.

મારી છેલ્લી એ આશા રે પધારી સફળ કરજો
દામોદર ગણી નિજનો રે ચરણ ઉરમાં ધરજો. મારા.

---

## ગરબી. ૭૯

( ધીરજ ધરને અરે અધીરા એ રાગ )

ઇશ્વર તારી અકળગતિ છે કોઇ ન પામે પારજોને.
ડગલે ડગલે વિચાર કરતાં તું છો જગદાધારજો ને.
એક બીજ વાવે ભુમીમાં પ્રગટ હજારો થાયજોને.
ચંદ્ર કિરણથી અમૃત ઝરતાં સહુનું પોષણ થાયજોને.
સૂર્ય તેજથી પ્રકાશ આપે. તારૂં ડહાપણ કેવું જોને.
તારી રચના અગમ ઘણી છે છે નહિં કેવા જેવું જોને.
બાળકના જન્મ્યાની પેહેલાં તું ઉપજાવે દૂધ જોને.
આખા જગતો તુજને ખટકો તારી રચના શુદ્ધ જોને.
જે આધારે નભે બધાં તે સઘળાં કીધાં સોંઘાજોને.
અણમોલાં જે પવન અને જળ તે રેંગટમાં દીધાં જોને.

ધીરજ રેતી નથી જનોને તું વિશ્વંભર નાથ જોને.
સહુનું પોષણ તુંજ કરે છે બાજી તારે હાથ જોને.
સર્વ જગતમાં તુંજ વસ્યો છે સર્વે રચના તારી જોને.
શરણાગતનો પાળક તું છે દામોદર ગિરિધારી જોને.

— —

## સંત ચરિત્ર. ૮૦

### રાગ ધીરાના પદનો.

સાધુનો તેને કહીયેરે જેને કાંઇ તૃષ્ણા નહિં
ધ્યાન એક જેનું રે હરિના ચરણ મહિં
તૃષ્ણા કરતાં માયા વળગે ભૂલાવે ભર માય
માયાના કીચડમાં જાતાં ચોટી વધારે જાય
જેવું મન રાખે રે તેવો પોતે થાય સહિ — સાધુનો૦-

મોટા મોટા ડાહાપણ વાળા આશામાં અથડાય
પાર ન આવે કોઇનો તેમાં આડ ધડે અથડાય
ભટકીને થાક્યા રે પાર કોઇ પામ્યું નહિં— સાધુ૦-

માટે એવી તૃષ્ણા તજીને શુદ્ધ હૃદય કરનાર
સંતગણાય જગતમાં સાચો સત્ય ઉરે ધરનાર
જાણે સૌ પોતાનાં રે તેને મળે હેતે હરિ— સાધુ૦

પરઉપકારનું કામ કરે જે તજી મનનું અભિમાન
જેના વચનમાં પ્રેમ ઝરે છે સૌનું કરે સન્માન
હૈયાને ઉમળકે રે પડે સૌના ચરણ મહિં — સાધુ૦-

કામ કરે જે કુશળતા વાળાં હરિમાં રાખી ધ્યાન
સહજ મળે તેને સોનું ગણિને ચૂકે નહિં જે નાન
વિશ્વંભર પ્રભુ છે રે કોઇનું ખાનું રાખે નહિં— સાચ૦
સાચું હોય ને પાસે રાખી જાુઠાને તજનાર
દુનિયા નો થઇ દાસ ફરે તેને સ્હાય કરે કિરતાર
એવા ખાટી જાશે રે દામોદર ઘટની મહિં— સાચુ૦

---

## ભજનમાં અંતરાય ૬૭

### ભજન ૮૩

( દવલાગ્યોરે ડુંગરમાં અમે ક્યાં જઇ વસીએ એ રાગ )

કેમ કરીએ રે અમે ક્યાં જઇ ઠરીએ મારાં સાધન અવળાં ત્યાં વ્હાલા
કેમ કરીએ.
ઘડિની નવરાંશ છે નઇ, લફરાંઓ વળગે કંઇ કંઇ, બેસી રહીએ તો અમે
ભૂખે મરીએ, મારાં સાધન અવળાં ત્યાં વ્હાલા કેમ કરી.
ઘડિયાં નવરાશ મળે છે, અણધાર્યું કંઇ વળગે છે,
ક્યાંયપણુ જઇને સુખે નહિં ઠરી એ— મારાંસા૦
કદિ કંઇ ફુરસદ મેળવિને, બેસું જ્યાં ધ્યાન ધરિ ને,
ચગડોળે ડોલે મન ત્યાં શું રે કરિ એ— મારાંસા૦
પરાધીન આમ છું ત્યાં કહો હવે જવાનું ક્યાં,
કંયે તુંબડે આ ભવસર તરીએ— મારાંસા૦
છેવટ શ્રી ગુરૂ ગમયાતાં અંતર શ્રી પ્રભુમયથાતાં,
સૂઝયું દામોદરએક નામે તરિએ— મારાંસા૦

---

## શ્રી કૃષ્ણ પ્રકાશ.

રાગ ઉપર પ્રમાણે. ૮૪

ઉજાસ થયો રે અંતર ઉજાસ થયો
માહી કૃષ્ણ કાળો તોયે ઉજાસ થયો
જેમાં અંધકાર દેખો તેમાં જ ઉજાસ છે રે
નજર ફેરવતાં જોશો પ્રકાશ થયો— માહીકૃષ્ણ૦
બહાર જેમાં દોષ જોશો તેમાં જો ઉંડા ઉતરશો
તો તો સદ્ ગુણનો જોશો ઉદય થયો. માંહી.
પ્રભુની એ અકળકળાછે અણસમજુ ગોથાં ખાશે
પણ જો સમજે તો ભવતાપ ગયો. માંહી૦
જ્ઞાન સ્વરૂપ મારા એવા શ્રીકૃષ્ણ બહુલા .
એને ઓળખતાં પછી ભય ના રહ્યો— માંહીં કૃ૦
શ્યામને જ્યાં હૈયે ધાર્યા કામ ક્રોધને નિવાર્યા
મનહર મુર્તિમાં પછી લીન થયો— માંહી૦
સમજ્યો શ્રી હરિમય થાતાં મધુરાં પ્રભુના ગુણગાતાં
દામોદર મારો ભવ મોહ ગયો— માંહી૦

## બિભાસ કેસારંગ

કહું શું તમોને કેવા આપ છો ન જાણું
વેદ નેતિ-નેતિ ગાય તેને હું શું જાણું — કહું.

શ્યામ જો કહું તો બીજું ઉજળું ન દેખું કાંઇ
ઉજળા કહું તો શ્યામ રૂપ બન્યું શાનું ? — કહું.

સત્ય રૂપ જોયા પછી જુદું કાંઇ દેખું નહિં
તેજ રૂપ દેખું પછી બધું ભળવાનું. — કહું.

આનંદ સ્વરૂપે જોતાં જગત આનંદિ દેખું
વ્યાપક સ્વરૂપ છતાં મૂર્તિમાં જણાણું — કહું.

બ્રહ્મા શિવ જેને નમે એવો હું પ્રતાપ દેખું
ધેનું ચારી તેને ગ્વાલ સાથ ખેલવાનું — કહું.

આપથી ન મોટું કોઇ સર્વને નચાવો આપ

## બિભાસ કેસારંગ

કહું શું તમોને કેવા આપ છો ન જાણું
વેદ નેતિ.નેતિ ગાય તેને હું શુ જાણું   કહું.

શ્યામ જો કહું તો બીજું ઉજળું ન દેખું કાંઇ
ઉજળા કહું તો શ્યામ રૂપ બન્યું શાનું ?   કહું.

સત્ય રૂપ જોયા પછી જુદું કાંઇ દેખું નહિં
તેજ રૂપ દેખું પછી બધું ભૂલવાનું.   કહું.

આનંદ સ્વરૂપે જોતાં જગત આનંદિ દેખું
વ્યાપક સ્વરૂપ છતાં મૂર્તિમાં જણાણું   કહું.

બ્રહ્મા શિવ જેને નમે એવો હું પ્રતાપ દેખું
ધેનું ચારી તેને ગ્વાલ સાથ ખેલવાનું   કહું.

આપથી ન મોટું કોઇ સર્વને નચાવો આપ
તેજ આપ ગોપી સાથે કરો નાચવાનું   કહું.

આવું આવું જોઇ ભાન ભૂલે જ્યાં બ્રહ્માજી જેવા
દામોદરનું શું ગજું શરણ જવાનું   કહું.